

# આર્યસમાજ અને રાષ્ટ્રીય મહાસભા.


હિંદીમાં મૂળ લેખકઃ— દેવતાસ્વરૂપ ભાઇ પરમાનંદજી. એમ. એ.

ગુજરાતીમાં લખનારઃ—હરિશંકર વિદ્યાર્થી.



પ્રકાશક.

મુંબાઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા.

કાર્યાલય આણંદ. ( જી. ખેડા ).

પ્રથમાવૃત્તિ — દયાનંદાબ્દ ૧૦૬

પ્રત ૧૦૦૦ — વિક્રમ સંવત ૧૯૮૫

મુલ્ય ત્રણ આના.



# આર્યસમાજ અને રાષ્ટ્રીય મહાસભા

## આરંભના શબ્દો

આ દેશમાં આર્યસમાજની સ્થાપના થયાં લગભગ અરધો સૈકો થઇ ગયો. રાષ્ટ્રીય મહાસભા (નેશનલ કોંગ્રેસ)નો જન્મ તેનાથી દશ–બાર વર્ષ પછી થયો હતો. આ બંને સંસ્થાઓના સંચાલકો ભિન્નભિન્ન વિચારના હતા, તેમજ બંને સંસ્થાઓના આદર્શ પણ ભિન્ન ભિન્ન પ્રકારના સમજવામાં આવે છે. બન્ને સંસ્થાઓ મોટી અને નાની બેન પેઠે પોતપોતાના રસ્તે કામ કરી રહી છે. ભારતમાં માત્ર આ બે સંસ્થાઓમાંજ થોડા ઘણા પ્રાણ (જીવન) છે. અને તેણેજ આ પુરાણપ્રસિદ્ધ દેશ અને જાતિમાં જીવન ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કર્યો છે. જો કે આ બે સંસ્થાઓ વચ્ચે કોઇ જાતનો વિરોધ નથી, તથાપિ કોઇ કોઇ વેળા તે પરસ્પર અથડાઇ પડે છે. અત્રે એ વાત જણાવવાની ઇચ્છા છે કે આ બે સંસ્થાઓમાં કયા પ્રકારનો તફાવત છે, તેનો આરંભ કેવી રીતે થયો, સમયના પ્રભાવથી તેમાં કેવી જાતનું પરિવર્તન થયું અને તેનું ભવિષ્ય કેવું દેખાય છે?

પ્રથમ દેશ અને જાતિઉન્નતિ કોને કહેવી તેનો વિચાર કરીએ, કારણ કે આર્યસમાજ અને રાષ્ટ્રીય મહાસભા બંને પોતપોતાને દેશ અને જાતિ ઉન્નતિના સાધન રૂપે ઓળખાવે છે.

જ્યારે પણ આપણે દેશોન્નતિનો વિચાર કરીએ છીએ, ત્યારે દેશ એટલે આખી પૃથ્વી સમજતા નથી. પૃથ્વી તો સદા એક રસ ચાલી આવી છે. તે કદિ ઉંચી નીચી થતી નથી. પરંતુ દેશોન્નતિ એટલે આ દેશમાં રહેનારા લોકોનીજ ઉન્નતિ એવો આપણે સદૈવ ખ્યાલ રાખીએ છીએ. પૂર્વે આ દેશના સઘળા લોકો સમાન ભાવથી રહેતા હતા, પરંતુ મુસલમાની હુમલાઓ અને મુસલમાની રાજ્યથી હમણાં એવું પરિણામ આવ્યું છે કે આ દેશવાસીઓમાંના કેટલાક લોકોએ પોતાનાં ચિત્ર અને ભાવનાઓ આરબ લોકો સાથે મેળવી દઇને એક મોટો ભેદ ઉત્પન્ન કરી દીધો છે; અર્થાત તેઓએ મુસલમાન બનીને પોતાનાં નામ, રહેણીકરણી, ઇતિહાસ અને ધર્મમાં એટલો બધો ફેરફાર કરી નાખ્યો કે હિન્દુ અને મુસલમાનને એક સમજવામાં ઘણીજ મોટી અડચણ ઉભી થઇ ગઇ છે. જ્યારે આ દેશમાં મુસલમાન બાદશાહોનું રાજ્ય હતું, ત્યારે મુસલમાનો વિજયી અને હિન્દુઓ પરાજીત મનાતા હોવાથી એકની ઉન્નતિમાં બીજાની અવનતિ સમજવામાં આવતી હતી. આ સમયમાં જે હિન્દુઓ મુસલમાન બની ગયા હતા, તેઓ સ્વાભાવિક રીતેજ હિન્દુઓના વિરોધી બની ગયા. આ પ્રમાણે આ પુરાણા દેશમાં એકજ જાતિના બદલે ભિન્ન ભિન્ન પ્રકારની ભાવનાવાળી બે જાતિ બની ગઇ.

અંગ્રેજોના આવતાં પહેલાં હિન્દુઓએ ઘણા વખત સુધી મુસલમાની રાજ્ય વિરૂદ્ધ પ્રયત્નો કરીને દિલ્હી સુધી પોતાનું રાજ્ય પુનઃ સ્થાપિત કરી દીધું હતું, આથી સ્પષ્ટ જણાય છે કે તે સમયે ઇસ્લામી રાજ્યની શકિત નષ્ટ થઇ ગઇ હતી. હિન્દુઓએ હજી તો પોતાના રાજ્યનો પાયોજ નાખ્યો હતો. ઇમારત નહોતી ચણી, તેવામાં તો અંગ્રેજોએ આ દેશમાં આવીને પોતાનું રાજ્ય સ્થાપન કરવાના પ્રયત્નો કરવા માંડયા, અને તેઓ પોતાના પ્રયત્નમાં

સફળ થવાથી હિન્દુ અને મુસલમાન બંને હવામાં બાચકા ભરતા રહી ગયા. બંનેની સરખી દશા થઇ પડી.

હવે આ દેશમાં એક એવી નવી વાત બની જે પહેલાં કદિ થઇ નહોતી. અર્થાત્ એક દેશમાં પરસ્પર લડતી બે મોટી જાતિઓ ઉપર ત્રીજી એવી એક જાતિએ પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો, કે જે નીતિ અને વ્યવસ્થામાં તે બંને કરતાં ચઢીઆતી હતી. આ જાતિ (અંગ્રેજ) નો પ્રભાવ અને ચમત્કાર એટલો બળવાન હતો કે હિન્દુ અને મુસલમાન બંન્ને શુદ્ધ-બુદ્ધ કેટલાંક વર્ષો સુધી ગુમ થઇ ગઇ. અંગ્રેજોએ નાનાં-મોટાં દેશી રાજ્યોને પોતાનાં રમકડાં બનાવી લીધાં અને ભારતીય સૈન્ય વડે સમગ્ર ભારતમાં પોતાનું રાજ્ય જમાવી દીધું

થોડા સમય પછી જેમ બુઝાતો દીવો છેવટનો ચમકારો કરે, તેમ ૧૮૫૭નો મહાન્ બળવો થયો. અચાનક હિન્દુ-મુસલમાનોની આંખો ઉઘડી ગઇ અને તેમણે સંપ કરીને અંગ્રેજોને ઉખેડી નાખવાનો પ્રયત્ન કર્યો; પરંતુ એ સઘળું વ્યર્થ! બુઝાતો દીવડો બુઝાઇ જ ગયો. બંને પ્રકારની જાતિયતા નષ્ટ થઇ ગઇ. અંગ્રેજોએ પોતાનો પ્રભાવ દેખાડી, લોકોને ઉન્નતિના નવા નવા માર્ગો બતાવવા માંડ્યા, તેમજ તે નવા માર્ગો પર ચાલી શકાય, તેવા પ્રકારનું શિક્ષણ આપવાનો પણ પ્રારંભ કરી દીધો.

જે સમયે આર્યસમાજ તથા રાષ્ટ્રીય મહાસભાએ આ દેશમાં નવું ચેતન રેડવાનો પ્રયત્ન કરવા માંડ્યો હતો, તે સમયે આ દેશના લોકો અંગ્રેજી શિક્ષણ તથા સંસ્કૃતિમાં એટલા બધા અંજાઇ ગયા હતા કે તેમને અંગ્રેજી શિક્ષણ અને સંસ્કૃતિ સિવાય ઉન્નતિનો અન્ય એકેય ઉપાય દેખાતો નહોતો. અંગ્રેજી

કેળવણી, અંગ્રેજી ભાષા, અંગ્રેજી રીતરિવાજ, અંગ્રેજી પોષાક આદિ સઘળું અંગ્રેજીનું જ અનુકરણ કરવામાં તેમને પોતાની ઉન્નતિ જણાતી હતી.

આ દેશમાં પહેલાં તો ઉન્નતિના બે આદર્શ હતા. એક હિન્દુ આદર્શ હતો, જેમાં રાજનૈતિક શકિત એવા એક રાજાના હાથમાં સોંપવામાં આવતી કે જે વેદવિદ્યાની ઉન્નતિ કરે, જેના તાબામાં પુરાણી વિદ્યાઓનો જ્ઞાતા મંત્રી હોય અને તે પ્રાચીન ધર્મશાસ્ત્ર પ્રમાણે પ્રજાનો વ્યવહાર નિશ્ચિત કરે. આવો આદર્શ વિક્રમાદિત્ય જેવા રાજવીઓના જીવનચરિતમાંથી જોવામાં આવે છે. ઉન્નતિનો બીજો આદર્શ મુગલ દરબારનો હતો, જેમાં અરબી તથા ફારસીના વિદ્વાન્ લોકો અધિકારી હતા. દરબારની શોભા માટે ઉર્દુ તથા ફારસીના કવિયો હતા, દેશના કાયદા-કાનુનોની સત્તા કાજીઓના હાથમાં રહેતી અને તેમની દેખરેખ નીચે નિશાળોમાં શિક્ષણ મળતું, પરંતુ અંગ્રેજોએ પોતાનો નવો આદર્શ લોકો સામે રાખીને ઉપર્યુંકત બંને આદર્શોને પાછા હઠાવી દીધા. બે-ત્રણ દશકાની અંદરજ સંસ્કૃત અને અરબીની જગાએ અંગ્રેજી સ્કૂલો અને કૉલેજો દ્વારા અંગ્રેજી ભાષાનું રાજ્ય સ્થાપન થઇ ગયું. અંગ્રેજી અદાલતોએ નવા બનાવેલા અંગ્રેજી કાયદાને ઉંચી પદી આપી દીધી. અંગ્રેજી ભણેલાઓ લોકોના નેતા થઇ પડયા. અંગ્રેજી વર્તમાનપત્રોએ અંગ્રેજીનો એવો સિક્કો બેસાડી દીધો કે લગભગ સઘળા અંગ્રેજી ભણેલાઓએ પત્રવ્યવહારમાં પણ માતૃભાષાને છોડીને અંગ્રેજી ભાષાનો ઉપયોગ કરવા માંડયો. લોકો પણ અંગ્રેજીમાં લખનાર-બોલનારને બૃહસ્પતિ સમાન ગણવા લાગ્યા. દેશનો વ્યાપાર જેમ જેમ અંગ્રેજોના હાથમાં જતો ગયો, તેમ તેમ વેપારની ભાષા પણ અંગ્રેજી જ બની ગઇ અને જુના હુંડી-પત્રથી વ્યવહાર કરનારા શાહુકારોની જગા સુધરેલી બેંકોએ લઇ લીધી, આથી આપણા હિસાબ-કિતાબ પણ અંગ્રેજી ભાષામાં થવા લાગ્યા !!

# આ બે સંસ્થાઓનો જન્મ

પાછળ જણાવ્યા પ્રમાણે અંગ્રેજી રાજ્યથી અંગ્રેજી ભાષા અને સંસ્કૃતિનો પ્રભાવ દિન પ્રતિદિન એવો વધવા લાગ્યો કે હિન્દુ અને મુસ્લીમ સંસ્કૃતિ ફરીથી ઉઠી શકશે જ નહિ એવું જણાવા લાગ્યું. માત્ર આ બંને જાતિના ધાર્મિક આચારોજ એવા હતા કે જેનાથી તેઓની સંસ્કૃતિની રક્ષા થવાની આશા રાખી શકાતી હતી, કારણ કે એવી દશામાં ધાર્મિક માન્યતાઓ જ કોઇ પણ જાતિ અથવા સંસ્કૃતિને બચાવી શકે છે, પરંતુ પશ્ચિમના શિક્ષણ સાથે સાથે ખ્રિસ્તિ પાદરીઓએ પોતાના ધાર્મિક પ્રચાર વડે આ બંને પ્રજાની ધાર્મિક માન્યતાઓને કમજોર કરી નાંખવાનો પણ આરંભ કરી દીધો હતો.

લોકોમાં **સ્વામી દયાનંદ**ના કાર્ય વિષે ઘણો મતભેદ છે. કેટલાક લોકો તેમને એક નવીન ધર્મના સ્થાપક તરીકે ઓળખે છે. તેઓના માનવા પ્રમાણે **આર્યસમાજ** એ એક નવીન ધર્મ છે અને તેના મૂળમાં **સ્વામી દયાનંદ**ના ધાર્મિક સિદ્ધાંતો રહેલા છે. તેઓ એવું જ સમજે છે કે આર્યસમાજ ઇશ્વરી વાણી; ઉત્પત્તિવાદ યુક્તિવાદ આદિ સિદ્ધાંતોનેજ માનનારો ધર્મ છે. એ સિવાય કેટલાક એવા પણ મનુષ્યો છે કે જેઓ **સ્વામી દયાનંદ**ના કાર્યને અંદરથી રાજનૈતિક સમજી રહ્યા છે. તેઓની એવી માન્યતા છે કે સ્વામી દયાનંદ હિન્દુ જાતિના ભિન્ન ભિન્ન મતો દૂર કરીને ધાર્મિક એકતા પેદા કરવાની ઇચ્છા રાખતા હતા અને એ ઐક્ય વડે પુનઃ હિન્દુરાજ્ય સ્થાપન કરવાને ઇચ્છતા હતા. જોકે તેઓએ **સત્યાર્થ પ્રકાશ** આદિ ગ્રંથોમાં ધાર્મિક સિદ્ધાંતોનું બહુ બળપૂર્વક વર્ણન કર્યું છે, પરંતુ તેઓ પણ કોઇ માણસને આર્યસમાજમાં દાખલ કરતી વેળા તે

સિદ્ધાંતો પ્રત્યે ઝાઝું ધ્યાન આપતા નહિ અને તે માણસને ઘણીજ પ્રસન્નતા પૂર્વક આર્યસમાજમાં દાખલ કરી દેતા હતા. વળી એ લોકો કહે છે કે **સ્વામી દયાનંદે** તે સિદ્ધાન્તો કેવળ બહાર દેખાડવા પુરતાજ રાખ્યા હતા, પરંતુ તેમનું અંદરનું તાત્પર્ય જુદું જ હતું. તેમને મુસલમાનોની પેઠે સઘળા હિન્દુઓને એકજ ધર્મમાં લાવવાની ઇચ્છા હતી અને તે માટેજ તેઓ મૂર્તિપૂજાનું ખંડન કરતા હતા, કારણ કે તેઓ માનતા હતા કે મૂર્તિપૂજાએજ હિન્દુ જાતિના અનેક પ્રકારના ટુકડે ટુકડા બનાવી દીધા હતા. વળી તેઓ એકાદ હિંદુ રાજાને હિંદુ પ્રજાના નેતા બનાવવા માટે જ ઘણો સમય ઉદયપુર આદિ હિંદુરાજ્યોમાં રહ્યા હતા.

આ પ્રમાણે અનેક લોકો **સ્વામી દયાનંદના** વિષે જુદા જુદા પ્રકારનો મત ધરાવતા હતા.

**સ્વામી દયાનંદના** પુસ્તકો વાંચીને આર્યસમાજ વિષે વિચાર કરીએ, તો નિઃસંદેહ આર્યસમાજ એક નવીન ધર્મ-પંથજ લાગે છે, પરંતુ જો આપણે તેમના જીવનચરિત ઉપર ધ્યાન આપીશું, તો આર્યસમાજ કેવળ એક જાતિય સંસ્થા જણાય છે. **સ્વામીજીએ** આર્યસમાજની સ્થાપના કરતી વેળા સભાસદો માટે દશ નિયમોજ માનવાનું નક્કી ઠરાવ્યું છે. જો તેમનો વિચાર નવીન ધર્મ જ સ્થાપન કરવાનો હોત, તો તેઓ પોતાના પુસ્તકોનેજ માનવાની આજ્ઞા કરત. ઉક્ત દશ નિયમો બનાવત નહિ. વળી આ વાતને વધારે સ્પષ્ટ રીતે સમજવા માટે આપણે **સ્વામી દયાનંદના** જીવનચરિતના આગલા ભાગનું અવલોકન કરીએ. જ્યારે **સ્વામી દયાનંદે** પોતાના ગુરૂ **સ્વામી વિરજાનંદને** પોતાની પાસેથી ગુરૂદક્ષિણા માગવાની પ્રાર્થના કરી, ત્યારે **સ્વામી વિરજાનંદે** કાંઇ ધન-માલ ન માગતાં કહ્યું કે " **મારી દક્ષિણા એજ છે કે આર્યગ્રંથોની**

રક્ષા કરો" આર્ષગ્રંથ શું છે? મારા (ભાઇશ્રી પરમાનંદના) સમજવા પ્રમાણે આ વાક્યમાં જ આર્યજાતિની રક્ષા કરવાનું રહસ્ય હતું; કારણકે આર્ષગ્રંથોમાં જ સઘળા પ્રાચીન ધર્મ અને સાહિત્યનો સમાવેશ થઇ જાય છે. કોઇ પણ જાતિના પ્રાચીન સાહિત્યની રક્ષામાં જ તે જાતિની રક્ષા રહેલી છે. હું (ભાઇ પરમાનંદ) તો સમજું છું કે આર્યસમાજ **સ્વામી દયાનંદના** સિદ્ધાંતોમાં નથી, તેમજ તેના નિયમોમાં પણ નથી, પરંતુ આર્યસમાજના ખરેખરા પ્રવર્તક તો **સ્વામી વિરજાનંદ** છે. કારણકે ગુરૂની દક્ષિણા રૂપે જ સ્વામી દયાનંદે આર્યસમાજ સ્થાપન કરી પોતાનું જીવન દેશને અર્પણ કરી દીધું હતું. ગુરૂની ઇચ્છા હતી કે "આર્ષગ્રંથોની રક્ષા કરો" અર્થાત્ આર્ય જાતિની રક્ષા કરો. આ ઇચ્છા પૂર્ણ કરવા માટે જ આર્યસમાજનો જન્મ થયો છે. આ વાત ધ્યાનમાં રાખીને આપણે **સ્વામી દયાનંદના** કાર્યને પાણિનિ, વ્યાસ અને શંકરાચાર્યના કાર્યના સમાન ગણી શકીએ છીએ. અને આર્ય-સમાજના કામને જોઇને આપણે કહી શકીશું કે તે દેશના ઉદ્દેશને પૂર્ણ કરવામાં સહાયતા કરી રહી છે. બીજા શબ્દોમાં તે પણ જાતિ ઉન્નતિનો એક ભાગ જ છે. આ પ્રમાણે આર્ય-સમાજની ઉન્નતિનો આદર્શ હિંદુજાતિય આદર્શ છે.

રાષ્ટ્રીય મહાસભાનો આરંભ એક વિચિત્ર લીલા જેવો છે, તેનો પાયો નાંખનાર **લોર્ડ ડફરીન** હતો. જેની હિંદુસ્થાનના ખરાબ વૉયસરાયોમાં ગણના થતી હતી. તેણે મિ. હ્યુમની મારફત બે–ચાર પસંદ કરેલા ભારતવાસીઓને બોલાવીને એક એવી સંસ્થા બનાવવાની સંમતિ લીધી કે જે પ્રતિવર્ષ દેશના કોઇ પણ એક શહેરમાં મળીને પ્રજાનાં દુઃખો સરકારને જણા-

વે. લોર્ડ ડફ્રીનની આંતરિક ઇચ્છા એ હતી કે લોકો છુપી રીતે સરકારની વિરૂદ્ધ વિચાર કરતાં અટકે, અને ખુલ્લા મનથી પોતાની ફરિયાદો સરકાર પાસે રજુ કરે તેવો રસ્તો બતાવવો. કેટલાંક વર્ષો સુધી આ રાષ્ટ્રીય મહાસભાના નેતા મી, હ્યુમ હતા. તેમને આજે પણ રાષ્ટ્રીય મહાસભાના પિતા સમજવામાં આવે છે. મી. હ્યુમ ૫૭ના બળવા સમયે ઇટાવાના કલેકટર હતા. તેમણે તે ભયાનક તોફાનમાં મુલ્લાંનાં કપડાં પહેરી પોતાનો જીવ બચાવ્યો હતો. એવું જણાય છે કે મી. હ્યુમની પણ એવી માન્યતા હતી કે હિંદુસ્થાનના લોકો કેવળ લુખી રાજનીતિનું કામ કરવાનું સમજે છે, માટે તેમને ખુલ્લી રીતે રાજકીય ચળવળ કરવાનું શીખવવું જોઇએ.

ઉકત બંને અંગ્રેજ મહાશયોએ જે લોકોને રાજકીય ચળવળના રસ્તા ઉપર ચડાવ્યા, તેમાં કેટલાક એવા પણ હતા કે જેઓ કેવળ સરકારનો અભિપ્રાય પુરો કરવામાં સંતુષ્ટ ન થયા, પણ ઉકત ચળવળની સાથે તેમણે લોકોને પોતાના અધિકારોનું પણ શિક્ષણ આપવાનું શરૂ કરી દીધું. તેઓ પ્રતિવર્ષે પોતાની ફરિયાદો જ સરકાર પાસે રજુ કરતા ન હોતા; પરંતુ આ દેશના લોકો માટે મોટા મોટા અધિકારો પણ માગવા લાગ્યા. આ પ્રમાણે રાષ્ટ્રીય મહાસભા સરકાર માટે બેધારી તલવાર બની ગઇ.

રાષ્ટ્રીય મહાસભાને ઉત્પન્ન કરનારાઓના મનમાં પોતાના માટે કોઇ નિશ્ચિત આદર્શ નહોતો. આરંભમાં તો જે અધિકારોનો તેમને વિચાર આવ્યો, તે બ્રીટીશ ગવર્નમેન્ટની નીચે રહીને ઉંચી પદ્વીઓ પ્રાપ્ત કરવાનો જ હતો. તે રાષ્ટ્રીય મહાસભા હિન્દુ-મુસલમાન બંનેના માટે સમાન અધિકાર મેળવવા ઇચ્છતી હતી. તેનો આદર્શ ન હિન્દુ જાતિની ઉન્ન-

તિને। હતો, તેમજ ન મુસલમાન જાતિની. તે તો અંગ્રેજી આદર્શને અનુસરીને જ પોતાની ઉન્નતિ કરવાને ચાહતી હતી, અને તે ઉન્નતિના સર્વથી શ્રેષ્ઠ સાધન અંગ્રેજી રાજ, અંગ્રેજી શિક્ષણ અને અંગ્રેજી ભાષા જ સમજવામાં આવતાં હતાં. તે રાષ્ટ્રીય મહાસભાના સંચાલકોમાં દેશના પુરાણા જમીનદારો કે જાગીરદારો કોઇ સંમિલિત થયા નહોતા, તેમજ હિન્દુ કે મુસલમાનોના ધાર્મિક આગેવાનો તો આ સભાનો અભિપ્રાયજ સમજી શકતા નહોતા, પરંતુ અંગ્રેજી શિક્ષણના પ્રભાવથી જેઓ નવીન વિચારના હતા, તેઓ જ મહાસભાના સંચાલકો હતા. તેમાં મુસલમાનો તરફથી એક નેતા સર સૈયદ અહમદ સંમિલિત થયા હતા. કેટલાક વખત પછી તેમણે જોયું કે અંગ્રેજી શિક્ષણ પામેલાને જ સરકારમાં મોટી જગાઓ મળી શકે છે, અને મુસલમાનો હિન્દુઓ કરતાં પાછળ પડી ગએલા હોવાથી તેમને કાંઇ મળતું નથી. આ કારણથી તેઓ મહાસભાથી જુદા પડી ગયા અને પોતાના મુસલમાન ભાઇઓને પણ તેમાં દાખલ ન થવાનો ઉપદેશ આપી, તેમને બ્રીટીશ સરકારની ખુશામદ કરીને પોતાના માટે વિશેષ અધિકારો મેળવવાનું સમજાવવા લાગ્યા. સર સૈયદે સરકાર સાથે સલાહ કરીને મુસલમાનો માટે આ માર્ગ નિશ્ચિત કર્યો. સરકારે પણ આ વાત ઠીક સમજીને તેઓને અંગ્રેજી કેળવણી આપવામાં તેમજ સરકારી અધિકાર આપવામાં ખાસ લાભ આપવાનો આરંભ કર્યો. આવા પ્રકારની નીતિથી હિન્દુ અને મુસલમાન પુનઃ ભિન્ન ભિન્ન થઇ ગયા, પરંતુ રાષ્ટ્રીય મહાસભાએ હિન્દુ-મુસલમાન એકતાના વિચારનો ત્યાગ કર્યો નહિ અને એ એકતા કાયમ જળવાઇ રહે, તે માટે જ્યારે જ્યારે મહાસભાનું

વાર્ષિક અધિવેશન થતું હતું, ત્યારે કોઇપણ રીતે તેમાં થોડા મુસલમાન પ્રતિનિધિયો લાવવાનો પ્રયત્ન કરવામાં આવતો હતો. રાષ્ટ્રીય મહાસભના વાર્ષિક અધિવેશનોથી સર્વથી અધિક લાભ એ થયો કે દેશના ભિન્ન ભિન્ન પ્રાંતોના આગેવાનો એક સ્થળે એકઠા થઇ શકતા હતા અને પરસ્પર વિચારોની અદલ-બદલ કરી શકતા હતા. તેઓના મેળાપથી જ આખા દેશની એકતા અને લોકકલ્યાણ વિષે આપોઆપ ચિંતન કરવાનો આરંભ થયો.

# આર્યસમાજમાં પરિવર્તન

સંગીતશાસ્ત્રીઓ અથવા ગવૈયાનો મેળાવડો થયો હોય, તેમાં ઘણા ભાગે આપણે એવું જોઇએ છીએ કે જેમ કોઇ ગવૈયો સંગીતમાં વાધારે નિપૂણ, તેમ તેનું રહસ્ય સમજવાનું સાધારણ મનુષ્યોને વધારે કઠિન થઇ પડે છે. તેઓને તાલ, સૂર કે આલાપની કાંઇ ગમ પડતી નથી; અર્થાત ગાનવિદ્યાથી અજ્ઞાત મનુષ્ગોમાં ગાનવિદ્યામાં કોઇ ગવૈયો જેટલો વધારે કુશળ હોય, તેટલી તેની કીંમત ઓછી અંકાય છે. એથી ઉલટું જે ગાયન સાધારણ મનુષ્યોને પસંદ પડે છે, તે ગાયન ગાયનકળામાં કુશળ માણસોને નીરસ થઇ પડે છે.

એક કહેવત છે. એક ગવૈયો હતો. તેને લાંબી દાઢી હતી. તેણે એક વાર પોતની સારંગી લઇને એક ગમાર પાસે ગાયન ગાવા માંડયું. કેટલાક વખત પછી તે ગમારની આંખોમાંથી દડ દડ આંસુ ટપકવા લાગ્યાં. ગવૈયો સમજયો કે મારા ગાયનની ભારે અસર થઇ, પરંતુ પેલાને રડવાનું ખરૂં કારણ જયારે તેણે જાણ્યું, ત્યારે તે ચકિત થઇ ગયો. ગવૈયાએ ગમારને રડવાનું કારણ પૂછ્યું. પેલાએ જવાબ દીધો કે "હમણાંજ મારો એક બકરો મરી ગયો છે, તેની દાઢી તમારી દાઢીના જેવીજ હાલતી હતી, અત્યારે તેનું સ્મરણ થઇ આવવાથી મને રડવું આવી ગયું !" આ દ્દષ્ટાંત ઉપરથી તો અર્થવગરનું પ્રતિત થાયછે; પરંતુ જરા વિચાર કરીને જોઇશું, તો તેમાં એક પ્રકારનો ગંભીર પ્રાકૃતિક નિયમ દેખાય છે. આ નિયમ એ છે કે કોઇ રહસ્ય અ-

થવા તત્વની વાત ઉચ્ચ કે સાધારણ પ્રકારની હોય, પરંતુ સામાન્ય મનુષ્યો પોતાની બુદ્ધિ અને માનસિક અવસ્થા પ્રમાણેજ તેનો અર્થ કરેછે. મનુષ્યનું મન એક કાચના સીસા જેવું હોયછે. જો તે મલિન હોય તો ગમે તેવા સત્યને પણ મલિન સમજી લેછે, અને નિર્મળ હોય, તો સાધારણ વાતમાંથી પણ ઉંચું તત્વ જોઇ શકેછે.

ઉકત નિયમ પ્રમાણે આર્યસમાજનો આદર્શ એક ખાસ પ્રકારનો હતો; પરંતુ તેમાં દાખલ થનારાઓએ પોતપોતાની બુદ્ધિ અને સંસ્કાર પ્રમાણે તેનો અર્થ કરવા માંડયો. જે લોકો આરંભમાં સમાજમાં દાખલ થયા, તે ઘણા ભાગે અંગ્રેજી શિક્ષણ પામેલા હતા. સ્વામી દયાનંદે પ્રથમ સંસ્કૃતજ્ઞ પંડિતોમાં પ્રચાર કરી જોયો અને પાઠશાળાઓ પણ સ્થાપન કરી, પરંતુ તેથી તેમને પોતાનો હેતુ સફળ થાય તેવું જણાયું નહિ. અંગ્રેજી ભણેલાઓમાં દેશભકિતનો ભાવ તેમણે વધારે જોયો, તેઓમાં તર્કશકિત ખીલેલી હોઇ હિન્દુ જાતિમાં જડ ઘાલી બેઠેલી અનેક કુરૂઢિયો તથા પાખંડો ઉપરથી તેમને શ્રદ્ધા ઉઠી ગએલી હતી, આથી આવા લોકોને સમાજમાં દાખલ કરવામાં ઝાઝો શ્રમ કરવો પડયો નહિ; પરંતુ તેથી મોટામાં મોટું નુકસાન એ થયું કે અંગ્રેજી શિક્ષણ પામેલાઓએ પોતાની બુદ્ધિના સાંચામાં સમાજના આદર્શને ઢાળી દીધો, અને પોતાને અંગ્રેજી શિક્ષણથી મળેલા સંસ્કાર પ્રમાણે વિકૃત બનાવી દીધો. અંગ્રેજી ભણેલાઓના મન ઉપર અંગ્રેજી ભાષા તથા પશ્ચિમના સાહિત્યની સજ્જડ છાપ પડેલી હતી, અને અગાઉ જણાવ્યા પ્રમાણે આવા કેળવણી પામેલા મનુષ્યો પશ્ચિમની સંસ્કૃતિનું અનુકરણ કરવામાંજ

દેશની ઉન્નતિ થવાનું માનતા હતા. હજી પણ કેટલાક એમજ માને છે.

અત્રે એક વાત જણાવી દઉં. મારા ( ભાઇ પરમાનંદના ) મનમાં સમાજના નેતાઓ માટે સંપૂર્ણ ભક્તિ તથા શ્રધ્ધા છે. તેઓના દોષો બતાવવાની મારી ધારણા નથી, તેમજ હું માનતો પણ નથી કે તેમાં તેઓનો કોઇ દોષ છે. જો આપણે પણ તેમના જેવી સ્થિતિમાં હોત, તો તેમનાથી વધીને કાંઇ ન કરી શકત. હું તો કેવળ એજ લખવા ઇચ્છું છું કે તે સમયે થવાનું જે સ્વાભાવિક હતું, તેજ થયું છે. અસ્તુ.

તે સમયે મોટામાં મોટી ભૂલ એ થઇ હતી કે લોકો અંગ્રેજી શિક્ષણ અને અંગ્રેજી ભાષાની ઉન્નતિ સાથે રહેલો આર્યસમાજના ઉદ્દેશ્યનો વિરોધ સમજી શકયા નહિ. વેદો તેમજ સંસ્કૃત તથા હિન્દી ભાષાનો પ્રચાર એ આર્યસમાજનો મુખ્ય ઉદ્દેશ્ય ગણવામાં આવતો હતો. આર્ય સંસ્કૃતિના રક્ષણથીજ અમારા દેશ તથા જાતિની રક્ષા થશે એવું માનવામાં આવતું હતું. આ વાત અમારા ભજનોમાંથી પણ જડી આવેછે.

अगर देशहितैषी हमे न जगाता
तो देशोन्नतिका किसे ध्यान आता ?

પરંતુ કમનસીબે આર્યસમાજે પોતાના કાર્યોમાં અંગ્રેજી ભાષાનેજ ઉંચી પદ્દી આપી દીધી. લાહોરમાં સમાજ તરફથી અંગ્રેજી ભાષામાં વર્તમાનપત્રો પ્રકટ કરવામાં આવ્યાં. આર્યસમાજના ઉત્સવોમાં અરધાં અંગ્રેજી ભાષામાં વ્યાખ્યાનો કરાવવામાં શોભા સમજવામાં આવતી હતી. વ્યાખ્યાનોનો કાર્યક્રમ

તથા હસ્તપત્રિકાઓ અંગ્રેજી ભાષામાં છપાતી હતી. અરે હમણાં સુધી લગ્નાદિ સંસ્કારોની નિમંત્રણ પત્રિકાઓ પણ અંગ્રેજીમાં છપાતી હતી ! જયારે હું આ વાતો પ્રત્યે ધ્યાન આપું છું, ત્યારે મારૂં મન પોકારી ઉઠે છે કે આર્યાવર્તમાં વેદ તથા સંસ્કૃતનો ઉધ્ધાર કરવાને જન્મેલી આર્યસમાજે આ શું કરવા માંડયું! તેણે એ ભાષાને એટલું મહત્વ આપ્યું કે જેના પ્રચાર વડે પોતાની માતૃભાષાનું ખુન જ થાય ! આ જોઇને મારા આશ્ચર્યનો પાર રહેતો નથી. માસ્તર દુર્ગાપ્રસાદ જેવા ધર્માત્મા અને વેદોના અનન્ય ભકત પણ ચકકરમાં પડી ગયા. તેઓને આર્યધર્મની રક્ષા અર્થે વેદો,ઉપનિષદો, સંધ્યા અને યજ્ઞવિધિ અંગ્રેજી ભાષામાંજ પ્રકટ કરવાનું ઉચિત અને આવશ્યક સમજાયું! અને બુદ્ધિ અને સમયનો અંગ્રેજી લખવામાં ખર્ચ કર્યો! તેમને એ વાત જરા પણ ધ્યાનમાં ન આવી કે હું મારી શકિતને એવી ભાષાની ઉન્નતિ પાછળ વાપરી રહ્યો છું કે જે આર્ય સંસ્કૃતિ અને સંસ્કૃત સાહિત્ય માટે વિષ સમાન છે!

આવી પ્રકૃતિનાં મનુષ્યો ઇસાઇઓનું અનુકરણ કરીને વર્તમાન શિક્ષણના આદર્શ માટે કૅાલેજો આદિ સ્થાપિત કરે, તેમાં કાંઇ આશ્ચર્ય પામવાનું નથી, તેઓ આવા રસ્તેથી સમાજનો પ્રચાર થશે એવા વિશ્વાસથી તે સંસ્થાઓ ચલાવવા માટે પોતાનું સઘળું બળ વાપરી નાખે તેમાં તેઓનો દોષ પણ કેમ કાઢી શકાય? કારણ કે તેઓ એવું માનતા હતા કે જે છોકરાઓ પોતાની સંસ્થામાં આવશે, તેમના મનમાં આર્યસમાજના થોડા ઘણા પણ વિચારો દાખલ કરી શકાશે, પરંતુ આ માન્યતામાં તેમણે છક્કડ ખાધી હતી, તે તેમના ધ્યાનમાં આવ્યું નહિ. જે છોકરાઓ તેમની પાસે ભણવા આવતા હતા, તે સઘળા અંગ્રેજી

શીખવા આવતા હતા અને તેનોજ પ્રભાવ તેમના અંતઃકરણ ઉપર પડતો હતો. આર્યસમાજની હાંસી કરવા સિવાય સમાજ વિષે વિશેષ કાંઇ શીખતા નહોતા. તેમાંના કેટલાક સમાજ પ્રત્યે પ્રેમ રાખતા હશે, પરંતુ તેટલા તો મીશનસ્કૂલોમાંથી પણ નીકળેછે.

વળી કેટલાક કહે છે કે આપણી આવી સંસ્થાઓ દ્વારા કાંઇ નહિ તો આર્યભાષાનો પ્રચાર તો થયો છે. આ વાત સાંભળું છું, ત્યારે બ્રીટીશ સંસ્થાનોનું મને સ્મરણ થઇ આવેછે. ત્યાં ભારતવાસીઓના બાલકો બચપણમાંથીજ અંગ્રેજી કેળવણી લેતા હોવાથી બોલચાલ અને રહેણીકરણીમાં ઇસાઇ જેવા જ બની જાય છે. આ છોકરાઓમાંથી હિન્દીપણું બીલકુલ ન જતું રહે, તે માટે તેમને હિન્દી ભાષાનું જ્ઞાન આપવાનું આવશ્યક થઇ પડે છે, પરંતુ જ્યાં જીવનનો સઘળો અન્ય વ્યવહાર વિદેશી રીતે જ થતો હોય, ત્યાં એકલી ભાષા બિચારી શું કરે? આર્યસમાજના પણ કેટલાક પ્રયોગો અને પ્રવૃત્તિયો આવાજ પ્રકારનાં છે.

આવી રીતના વર્તમાન શિક્ષણનું અનુકરણ કરવાથી આર્યસમાજમાં બે પક્ષ બંધાયા. સંભવ છે કે આર્યોના વિચારોને ભિન્ન ભિન્ન કરનારાં અન્ય કારણો પણ હશે, પરંતુ એક પક્ષ તરફથી મુખ્યત્વે એવું કહેવામાં આવતું હતું કે અંગ્રેજી ઢબની કૉલેજો અને સ્કૂલોથી આર્યસમાજ પોતાના મૂળ હેતુથી દૂર થતી જાય છે. આમાં આશ્ચર્યની વાત એ છે કે આવ શિક્ષણનું અનુકરણ કરનારો પક્ષ દેશભક્તિ ઉપર વિશેષ ભાર મૂકતો હતો, અને આવી કેળવણીના પ્રચારથી જ દેશનું ભલું

થશે એમ સમજતો હતો. બીજા પક્ષવાળા લોકો આર્યસમાજને કેવળ ધાર્મિક સંસ્થા સમજીને તેમના જાતિ તથા દેશની ઉન્નતિના વિચારની મજાક કરતા હતા. તેઓ કેવળ ધાર્મિક પ્રચારને સન્મુખ રાખીને ગુરૂકુલની શિક્ષા પ્રણાલીને પ્રચલિત કરવાનું પોતાનું મુખ્ય કર્તવ્ય સમજતા હતા. આ પ્રમાણે બંને પક્ષના આગેવાનો એક વિચિત્ર ભૂલમાં પડી ગએલા હતા. તે સમયે તેઓ એ જોઇ શકતા નહોતા (જે આ સમયે સ્પષ્ટ જણાયછે.) કે દેશોન્નતિના નામ ઉપર જે શિક્ષા પ્રણાલીનો એક પક્ષવાળા પ્રચાર કરી રહ્યા હતા, તેજ શિક્ષા જાતિ તથા દેશના હિત માટે ઘાતક સિદ્ધ થશે. વળી જે પક્ષવાળા દેશ અને જાતિના નામ ઉપર અપીલ કરનારાઓને ”કોમી કૌઆ”* કહ્યા કરતા હતા, તેમને એ ખ્યાલમાં નહોતું કે જાતિની વાસ્તવિક ઉન્નતિ તો પ્રાચીન શિક્ષાપ્રણાલીના ઉધ્ધારમાંજ છે. વળી જે લોકો દેશોન્નતિનું નામ અધિક લેતા હતા, તેઓએ અંગ્રેજી ઢબની કૉલેજો તથા સ્કૂલો સ્થાપવા પાછળ સમાજની સઘળી શકિત લગાડીને પોતાની જાતને ”જાણે અજાણે“ ગવર્નમેન્ટના પંજામાં ફસાવી દીધી.+

બીજી બાજુ રાષ્ટ્રીય મહાસભામાં પણ પરિવર્તન થઇ રહ્યું હતું. આથી દેશભકિતનો આદર્શ સુધરવા લાગ્યો. ૧૯૦૫માં સ્વદેશીનો પવન ફુંકાવાથી સ્થળે સ્થળે આર્યસમાજોમાં સ્વદેશી ભાષાનો પ્રચાર થવા લાગ્યો. સરકારને રીપોર્ટો મળવા લાગ્યા કે આર્યસમાજોમાં “ રાજદ્રોહ ” ફેલાવવામાં આવે છે. તે સમયે તો

---

*હિંન્દી કહેવત,

+ આ હકીકત પંજાબની આર્યસમાજોને ઉદ્દેશી ને લખેલી છે,

સ્વદેશી" માં પણ રાજદ્રોહ સમજવામાં આવતો હતો. અહિં આંતરિક વાતો લખવાની આવશ્યકતા નથી, માત્ર એટલુંજ લખવાનું અક્ષમ્ થશે કે સરકારે પોતાનો જરા હાથ બતાવવાનું શરૂ કરી દીધું. આર્યસમાજે પહેલીવાર ટક્કર ખાઇને દેશભકિતની વાતો ઓછી કરવાનો આરંભ કર્યો, કેટલાંક વર્ષો પછી વળી પાછી નવી પરિસ્થિતિ ઉભી થઇ. આ સમયે સરકારે પોતાનો પંજો વધારે ઉગ્રતાથી ઉગામ્યો અને આર્યસમાજને સંભળાવી દીધું કે જેઓ સરકારની સાથે સહાનુભૂતિ રાખશે નહિ, તેમને અમારા વિરોધી સમજવામાં આવશે. આથી આર્યસમાજનો જે પક્ષ સરકારી શિક્ષાપ્રણાલીને પોતાની ઉન્નતિનો આધાર સમજતો હતો, તે ચુપચાપ સરકારને અનુકૂલ થઇ ગયો આ પગલું સમગ્ર ધાર્મિક ઇતિહાસમાં સમાજના માટે ભયપ્રદ નીવડયું છે. આર્યસમાજે પોતાના માટે આ ભયને ઓળખ્યો નહિ. તેણે વિચાર્યું નહિ કે વિરોધી શકિતઓ સામે છાતી કાઢીને અડગ ઉભા રહેવામાં જીવનનું રહસ્ય રહેલું છે, અર્થાત્ જ્યાં સામો જવાબ આપવા જેટલું પાણી નથી, ત્યાં જીવન નષ્ટ થઇ જાય છે. રોમના પહેલાંના ઇસાઇઓમાં તથા શીખ લોકોમાં સર્વ પ્રકારનાં કષ્ટો સહન કરવાની શકિત ન હોત, તો તેઓમાં કદિ જીવન આવત નહિ. આર્યસમાજના નેતાઓએ જાણીબુજીને આ સત્ય સામે આંખો બંધ કરી દીધી, પરંતુ આંખો બંધ કરી દેવાથી આપત્તિ દૂર થતી નથી !

**મહાત્મા ગાંધી**ના પ્રતાપે રાષ્ટ્રીય મહાસભામાં એક વધારે પરિવર્તન થયું. મહાસભાએ સરકારી શિક્ષણની દેશ અને જાતિનાં પતનનાં કારણોમાં ગણના કરી, અને તેનો બહિષ્કાર કરીને રાષ્ટ્રીય શિક્ષણના પ્રચારને પોતાના કાર્યક્રમનું એક આવશ્યક અંગ બનાવ્યું. આ સમયે આર્યસમાજ રાષ્ટ્રીય શિક્ષણના વિરોધી

રૂપે પ્રકટ થઈ.+ જો તેણે રાષ્ટ્રીય શિક્ષણને પોતાના હાથમાં લઇ લીધું હોત, તો કમમાં કમ પંજાબમાં તો રાષ્ટ્રીય શિક્ષણનો મજબુત પાયો નખાઇ જાત, પરંતુ આર્યસમાજમાં આ સમયે એક પરિવર્તન થઇ રહ્યું હતું, તે એ કે જ્યારે રાષ્ટ્રીય મહાસભા પોતાનો આદર્શ ધીરે ધીરે ઉચ્ચ પ્રકારનો બનાવી રહી હતી, ત્યારે આર્યસમાજ પોતાના ઉચ્ચ આદર્શ તથા ઉત્તમ ભાવનાઓનો પરિત્યાગ કરીને નીચે નીચે પડતી જતી હતી. ધાર્મિક સંસ્થાઓમાં સ્વાભાવિક રીતેજ આવા પ્રકારનો દોષ હોય છે, કારણ કે તેના સંચાલકો આપત્તિ કાળમાં પોતાના બચાવ માટે ધર્મને પાછળ હઠાવે છે. અત્રે એક વાત સ્પસ્ટ કરવાનું આવસ્યક છે કે આધુનિક દ્રસ્ટિએ જોતાં હિન્દુ જાતિની ઉન્નતિ માટે રાષ્ટ્રીય શિક્ષણ **ગુરૂકુલ પદ્ધતિથીજ** ઉત્તમ પ્રકારે આપી શકાય તેમ છે. ÷

**ગુરૂકુલ** ની શિક્ષણપદ્ધતિજ એક માત્ર એવું સાધન છે કે જેના વડે હિન્દુ જાતિની પ્રાચીન સંસ્કૃતિનું સંપૂણ રીતે રક્ષણ થઇ શકે તેમ છે. આધુનિક **ગુરૂકુલો**ની શિક્ષણપદ્ધતિ અને રાસ્ટ્રીય શિક્ષણપદ્ધતિમાં કેવળ એટલોજ તફાવત છે કે **ગુરૂકુલો**માં **સ્વામી** દયાનંદ ના સિદ્ધાંતો ઉપર વધારે વજન આપ-

---

+ લાહોરની **ડી. એ. વી.** કોલેજ આદિ આર્યસમાજની સંસ્થાઓએ અસહકારમાં ભાગ ન લીધો, એટલા જ માટે તેને રાષ્ટ્રીય શિક્ષણની વિરોધી લખી છે. અને આ કોલેજપાર્ટીની આર્યસમાજોને ઉદ્દેશીને લખ્યું છે,

÷ અસહકારના સમયમાં ગુરૂકુલ ચલાવનારી કોઇ પણ આર્યસમાજે (જે અનેક છે) સરકારી ગ્રાંટ સ્વિકારી નથી, તે તો અસહકારનો જન્મ નહોતો થયો, તે પહેલાંની જ અસહકારી છે. **અનુવાદક**

વામા અવે છે, જેને સઘળા હિંદુઓ સ્વિકારવા તૈયાર થતા નથી; અને તેથી "સનાતન ધર્મસભા"ઓએ પોતાના અલગ આશ્રમો તથા ઋષિકુલો બનાવવા માંડયાંછે. હું તો તેને પણ શુભ ચિન્હ સમજુ છું, પરંતુ જો આપણે સિદ્ધાંતોની બહુ દરકાર ન રાખીએ, તો વધારે ઠીક; કારણ કે આ સઘળી સંસ્થાઓનો ઉદ્દેશ એકજ પ્રકારનો છે. ગામે ગામ આવાં નાનાં–મોટાં અનેક ગુરૂકુલો સ્થપાય એ બહુજ ઇચ્છવા જોગ છે. ધ્યાનમાં રાખવું જોઇએ કે ગુરૂકુલો વડેજ આ પૂણ્ય–પવિત્ર દેશની સંસ્કૃતિનું રક્ષણ થઇ શકશે.

આપણે આગળ વિચારી ગયા કે અંગ્રેજી વિચારોથી રંગાએલા લોકોએજ રાસ્ટ્રીય મહાસભાની સ્થાપના કરી હતી, આથી સ્વાભાવિક રીતેજ તેઓનો દેશોન્નતિનો આદર્શ અંગ્રેજી સંસ્કૃતિને અનુકૂલ હતો. આથી અધિક ઉંચો આદર્શ મહાસસભાનો હતો નહિ. અંગ્રેજોની છાયા નીચે રહીને અંગ્રેજી ભણેલા લોકો માટે જે સરકારી ઓદ્ધા કેવળ અંગ્રેજોનેજ મળતા હતા તે મેળવવા, અને કારોબારી ખાતાના અધિકારીઓના હાથમાં ન્યાયખાતું રહેવાથી અન્યાય થવાની સંભાવના હોવાથી તે બે ખાતાંને જુદાં પડાવવાં; આવી મહાસભાના નેતાઓની ઇચ્છા હતી. સરકાર પાસેથી ઉકત અધિકાર મેળવવા માટે કોઇ ભારે કષ્ટ વેઠવું પડે તેમ નહોતું, તેમજ તેમાં કોઇ જબરા ત્યાગની પણ આવશ્યકતા નહોતી. જ્યાં દેશસેવા આટલામાંજ સમાપ્ત સમજાવામાં આવતી હોય, ત્યાં મહાસભાના પ્રસ્તાવો જેટલી સુંદર અંગ્રેજીમાં પાસ કરવાનાં આવે અને તેના સમર્થનમાં જેટલાં સુંદર અંગ્રેજી ભાષણો થાય અને તે ભાષણોનો પ્રભાવ પાડે તેવો અંગ્રેજી પોષાક હોય એટલે બસ

હતું. વધારે તપશ્ચર્યાની આવશ્કતા નહોતી. કોંગ્રેસના આદ્યનેતાઓનો આરંભમાં આવો આદર્શ હતો. હું કોઇને ઉત્તારી પાડવા નથી માગતો. માત્ર વસ્તુસ્થિતિ જણાવુંછું.

રાષ્ટ્રીય મહાસભા અત્યારે ગમે તેટલી ઉંચી ભૂમિકાએ આવી પહોંચી હશે, પણ મારા મનમાં તેના સંસ્થાપકોની દેશભક્તિ માટે લેશમાત્ર પણ માન નથી, તેમજ તેઓને હું રાષ્ટ્રીય નિર્માતા સમજતો નથી, અને તેઓમાંના કોઇનું પણ નામ અત્રે લખવાને યોગ્ય માનતો નથી. તેમની રીત એવી હતી કે પ્રતિવર્ષે દેશના કોઇપણ એક પ્રસિદ્ધ શહેરમાં મહાસભા મેળવવી, અંગ્રેજોના પેઠે ફર્સ્ટ–સેકન્ડ કલાસમાં મુસાફરી કરવી, પોતાનાં નેતૃત્વની ધાક બેસાડવા માટે બુટ, સુટ, કોલર, ટાઇ આદિ થી સજ્જ બનીને મહાસભાની રંગભૂમિ ઉપર દેખાવ આપવો, હંમેશાં જુના ઠરાવો પસાર કરવા...વગેરે.

જોકે દર વર્ષે ભિન્ન ભિન્ન પ્રાંતોમાં મહાસભા મળતી, તેથી દેશમાં દેશાભિમાનની ભાવના ધીરે ધીરે પેદા થતી હતી.

આવા અંધકારના સમયમાં માત્ર એકજ પુરૂષ હતો, જેની રીતભાત અન્ય નેતાઓથી કેવળ નિરાળીજ હતી. તે પાછળ રહીનેજ મુંગેમોઢે પોતાનું કામ કરતો હતો. લોકોએ તેને "લોકમાન્ય"ના ખિતાબથી નવાજયો હતો. લોકમાન્ય તિલકજ માત્ર એક એવા હતા કે જેને પોતાનો આદર્શ સાફ દેખાયો હતો. અન્ય નેતાઓ માટે મહાસભા એ એક મનની મોજ હતી, જ્યારે તેમને તે પોતાના જીવનરૂપ હતી.

આરંભથીજ લોકમાન્ય મહાસભાને ઉંચી કક્ષાએ લઇ જવા માટે પ્રચ્છતા હતા. જે શહેરમાં તેઓ જતા હતા, ત્યાં એવા

મનુષ્યોની શોધ કરતા, કે જે સાચો દેશાભિમાની હોય તથા પોતાને સહાયકરૂપ નીવડે. ૧૮૯૫ માં પ્લેગના કાયદાઓને લઇને હુલ્લડ થયું અને તેમાં બે અંગ્રેજ અધિકારીઓ માર્યા ગયા. આમાં પ્લેગના કાયદાઓ વિરૂદ્ધ ચળવળ શરૂ કરનારા તરીકે સરકાર લોકમાન્ય તિલકને માનતી હતી. પશ્ચાત્ ૧૮૯૬માં જ્યારે તેઓ "શિવાજી-ઉત્સવ" નિમિત્તે રાજદ્રોહના અપરાધી ઠરી દોઢ વર્ષના કારાવાસની સજા પામ્યા, ત્યારે તેમનું નામ પહેલવહેલું દેશના જાણવામાં આવ્યું. લોકોએ જાણ્યું કે દેશમાં એક નેતા એવો પેદા થયો છે, કે જે અમારા માટે કારાવાસનાં કષ્ટો સહન કરવાને તૈયાર છે.

૧૯૦૫ માં જાપાને રૂશિઆને પરાજીત કરવાથી એશિયાની સમસ્ત જાતિયોમાં થોડા ઘણા અંશે દેશાભિમાન જાગૃત થવા માંડ્યું. ભારત ઉપર પણ તેની અસર થઇ. અને ભારતવાસીઓ નિરૂત્સાહ અને નિરાશાની બહાર ડોકીયું કરી જાપાની વીરોના સાહસને જોવા લાગ્યા. આ સમયે લોર્ડ કર્ઝને બંગાળના બે ભાગલા પાડી લોકોની નવીન ભાવનાને ઉત્તેજિત કરી. સ્વદેશી અને બોયકોટનો પવન ફુંકાયો. મહાસભામાં પણ એક એવો મજબુત વર્ગ ઉભો થયો કે જેણે મહાસભાના પુરાણા કાર્યક્રમને નાપસંદ કરવા માંડયો. આ પક્ષના માણસો લોકમાન્ય તિલક પ્રત્યે શ્રદ્ધાભાવ રાખી તેમનેજ દેશનાયક માનવા લાગ્યા. મહાસભામાં એવું આંદોલન થવા લાગ્યું કે જેના પરિણામે ૧૯૦૭ માં મહાસભાના પ્રમુખ તરીકે લાલા લાજપતરાયને લાવવા માટે એક પક્ષ પ્રયત્ન કરવા લાગ્યો, અને બીજો પક્ષ રાશબિહારી ઘોષને આગળ કરવા લાગ્યો. સુરતમાં ઉકત બે પક્ષો ખરા સ્વરૂપમાં પ્રકટ થયા. હાથોહાથ ઉપર વાત આવી ગઇ, અને મહાસભા બંધ કરવી પડી. તે પછી નવા પક્ષવાળા

નાગપુરમાં મહાસભા ભરવા ઇચ્છતા હતા, પરંતુ સરકારે તેમને અટકાવ્યા, જો સરકારે તેમ ન કર્યું હોત, તો જુની મહાસભાની નવી મહાસભા બની જાત ! પશ્ચાત્ જુના પક્ષે અલ્હાબાદમાં મહાસભાનું સંમેલન કર્યું, અને તેમાંથી નવા પક્ષનો બહિસ્કાર કર્યો. આ પ્રમાણે નવા પક્ષને બાદ કરવાથી મહાસભા નિર્જીવ જેવી બની ગઇ અને તેણે છ—સાત વર્ષ સુધી ડચકાં ખાધાં.

મહાસભાથી નિરાશ થઇ બંગાળના નવયુવકોએ રૂશિઆના વિપ્લવવાદીઓના કામની નકલ કરવા માંડી. આ યુવકો પ્રત્યે રાષ્ટ્રિય પક્ષનું ધ્યાન ફરીથી ખેંચાયું; પરંતુ બીજી તરફથી સરકારે આ નવા ઉભા થતા વિચારોને કોઇપણ પ્રકારે ચાંપી દેવાના દરેક રીતના પ્રયત્ન કર્યા અને એજ નીતિનું અવલંબન કરીને લોકમાન્ય તિલકને છ વર્ષ માટે ‘ કાળાપાણી ’ ની સજા કરી, આ છ વર્ષ દરમ્યાન સરકારની સહાનુભૂતિથી જુની ઢબની મહાસભાએ શ્વાસોશ્વાસ ધારણ કરી રાખ્યો, પણ તેને લોકોના જીવન સાથે સંબંધ ન હતો.

આ સમયે બીજી એક વધારે વાત એ બની કે મુસલમાનોને પણ નવી ઢબથી પોતાના માટે વિશેષ હકો મેળવવા માટે રાજકીય ચળવળ કરવાનો વિચાર થયો અને તે માટે તેમણે મુસ્લીમ લીગની સ્થાપના કરી. ૧૯૧૪ માં લોકમાન્યનો છૂટકારો થયો. આ વેળાએ મિસિસ બિસાંટે પણ રષ્ટ્રીય પક્ષને મહાસભામાં લાવવાનો પ્રયત્ન આરંભ્યો. પરિણામે ૧૯૧૬ માં લખનૌની મહાસભામાં તિલક મહારાજ પોતાના મિત્રો સાથે આવ્યા. અહિં મહાસભાના મંડપમાં પ્રવેશ કરતાં, તેમનો એવો અપૂર્વ સત્કાર થયો, જેથી દીવા જેવું દેખાઇ આવ્યું કે દેશ કેવળ એક લોકમાન્યનેજ પોતાના સાચા આગેવાન સમજે છે. આ

મહાસભામાં મુસ્લીમ લીગ અને મહાસભા વચ્ચે સમજુતિ થઇ. લખનૌની મહાસભામાં પુનઃ નવું જીવન આવ્યું અને હિંદુ મુસલમાન ઐક્યનો પાયો નંખાયો!

૧૯૧૭માં સરકારે ભારતને ધીરે ધીરે સ્વરાજ્ય આપવાનો પોતાનો ઇરાદો છે એમ જાહેર કર્યું. ૧૯૧૮માં હિન્દી સરકારમાં સંશોધન કરવા માટે સુધારાની એક યોજના પ્રકટ થઇ. લખનૌની મહાસભા પછી બે વર્ષમાંજ નવા પક્ષના હાથમાં તેનું સુકાન જઇ પડયું હતું. સુધારાની યોજના વિષે મતભેદ પડવાથી જુના પક્ષના નેતાઓ અલગ થઇ ગયા, આથી મહાસભા આપોઆપ શુદ્ધ રાષ્ટ્રીય બની ગઇ, અને તેનો ઉદેશ પૂર્ણ સ્વરાજ્ય પ્રાપ્ત કરવાનો નિશ્ચિત થયો.

યુરોપીય મહાયુદ્ધ થવાથી સંસારની નિર્બળ જાતિઓને બહુ ઉત્સાહ મળ્યો. "નાની અને નિર્બળ પ્રજાઓનાં રક્ષણ અને સ્વતંત્રતા માટે અમે યુદ્ધમાં ઝંપલાવ્યું છે"એમ બ્રિટિશ સરકારે દુનિયાને કહ્યુ હતું અને એજ મુદ્દો આગળ ધરીને ભારત પાસેથી દ્રવ્ય અને મનુષ્યની સહાયતા મેળવવામાં આવી.

યુદ્ધ દરમ્યાન મિત્રરાજ્યોને વારંવાર "પાછળ હઠવા"ના સમાચારો જાણી બ્રિટિશની શકિત માટે ભારતવાસીઓને જે બીક હતી તે ઓછી થઇ ગઇ. યુદ્ધકાળમાં સરકારથી વિરૂદ્ધ મત ધરાવનારા હજારો મનુષ્યોને કેદમાં પુરવામાં આવ્યા. પંજાબના ગવરનરે તો આવતાંની સાથેજ "હિન્દ રક્ષણ" કાયદો બનાવી જેલખાનામાંજ મુકદમા ચલાવવા માંડયા અને તે ચાર-પાંચ વર્ષ સુધી બરાબર ચાલુ રાખ્યા. આમાં કેટલાય લોકોને

ફાંસીએ લટકાવી દીધા. યુદ્ધ સમાપ્ત થઇ ગયા પછી 'સુધારા-ની યોજના' સાથે 'રાઉલેટ' કાયદાની નાગી તલવાર લોકોના માથે ધરી રાખવાનો સરકારે ઇરાદો કર્યો, તેથી મહાત્મા ગાંધીની આગેવાની નીચે સત્યાગ્રહની ચળવળ આખા દેશમાં શરૂ થઇ. આ ચળવળમાં લોકોને એવો એક પુરૂષ દેખાયો, જેણે લોકમાન્ય તિલકથી પણ અધિક વધીને સમસ્ત દેશ તથા મહાસભામાં બહુ ભારે પરિવર્તન કરી નાખ્યું. મહાસભાને તેણે ઉચ્ચ ભૂમિકાએ લાવીને ખડી કરી દીધી, અને ત્યાગ તથા આત્મબલિદાનનો જુસ્સો ઉત્પન્ન કરીને તેને ધાર્મિક કક્ષામાં મૂકી દીધી. આ સમયે પંજાબમાં લશ્કરી કાયદો આવ્યો. અમદાવાદ તથા દિલ્લીના લોકોએ અદ્દભૂત જાગૃતિનો પરિચય કરાવ્યો. જલિયાં-વાલા બાગની ભયંકર કતલ, હંટર કમીટી સમક્ષ જનરલ ડાયરનું નિવેદન, તે પછી અમૃતસર કોંગ્રેસ આદિ બનાવોથી લોકોમાં બહુ મોટું પરિવર્તન થઇ ગયું.

મહાયુદ્ધમાં જર્મની સાથે તુર્કી હતું. આમાં ઘણા મુસલમાનો જો કે તુર્ક સામે લડતા હતા; પણ અંદરથી તેઓનું મન તેની તરફે-ણમાં હતું. મિત્રરાજ્યોએ વિજય મેળવ્યા પછી તુર્કીનો પગ યુરોપમાંથી સદંતર કાઢી નાખવા માટે નિશ્ચય કર્યો. તુર્કીનો સુલતાન ધાર્મિક દૃષ્ટિએ જગતના સમસ્ત મુસલમાનોનો ખલીફા (મુખી) ગણાય છે, તેની શકિતનો નાશ થવાથી ઇસ્લામ ભયમાં આવી પડયો; આથી ખીલાફતના બચાવ માટે ભારતમાં મુસલમાનોની ચળવળ શરૂ થઇ. મહાસભાએ પણ આ ચળવળમાં ભાગ લેવાથી મુસલમાનો તેની અધિક સમીપ આવી ગયા. મહાસભા તથા મુસ્લીમ લીગે પંજાબમાં અત્યાચાર કરનારા અધિકારીઓને કાંઇને કાંઇ શિક્ષા માટે તથા ખીલાફતનાં રક્ષણ માટે માગણી

કરી. પણ બંને માગણીઓની સરકારે બિલકુલ દરકાર નહિ કરવાથી કલકત્તાની ખાસ મહાસભાએ અસહકારનો ઠરાવ પસાર કર્યો, અને ઠરાવ્યું કે વિદેશી વસ્ત્રોનો બહિષ્કાર કરી ખાદી પહેરવી, સરકારી કોર્ટોમાં જવું નહિ અને પંચાયતો દ્વારા આપસના ઝગડા પતાવી દેવા, સરકારી કેળવણીનો ત્યાગ કરી રાષ્ટ્રીય વિદ્યાલયો ઉભાં કરવાં અને છેલ્લે સરકારને કર ન આપવો. જો અસહકારનાં ઉક્ત ચાર અંગમાંથી કોઇ પણ એક અંગનું સંપૂર્ણ પરિપાલન કરવામાં આવ્યું હોત, તો એક વર્ષમાં સ્વરાજ પ્રાપ્ત કરવું એ કાંઇ કઠિન વાત નહોતી. જો હજી પણ ઉક્ત ચારમાંથી કોઇ પણ એક અંગ ઉપર સંપૂર્ણ અમલ કરવામાં આવે, તોપણ તત્કાળ સ્વરાજ્ય પ્રાપ્ત કરવાની આપણામાં યોગ્યતા આવે તેમ છે, તે સિવાય સ્વરાજ્યપ્રાપ્તિની આશા ફોકટ જાણવી. અસહકારનાં ઉકત ચાર અંગ સ્વરાજના મૂળ મંત્ર છે. જો તે મૂળમંત્રનું યથાવિધ અનુષ્ઠાન કરવામાં આવે, તો સ્વરાજ્ય મહાસભાના હાથમાંજ છે, એમ હું માનું છું.



# આર્યસમાજ તથા રાષ્ટ્રીય મહાસભાનું ભવિષ્ય.

ધર્મ અને રાજનીતિમાં બહુ મોટું અંતર નથી, એમ માનીનેજ આર્યસમાજ તથા મહાસભાના ભવિષ્ય વિષે વિચાર કરવો જોઇએ. સામાન્ય જનસમાજ ધર્મને પરલોક માટે અને રાજનીતિને આલોક માટે સમજે છે. એમાં કાંઇ શક નથી, કે ધર્મની કેટલીક વાતો પરલોક સાથે સંબંધ રાખનારી હોય છે; પરંતુ તેના અનેક સિધ્ધાંતો આલોક સાથે પણ સંબંધ ધરાવે છે. સદાચારની સ્થાપના કરવી એ ધર્મનું એક આવશ્યક અંગ છે, છતાં કોણ જાણતું નથી કે જે પ્રજા પરાધીન બનેલી છે, તે નિર્ભયતા, સત્ય બોલવું, ખુશામદ ન કરવી આદિ સદ્‌ગુણો કદિપણ ધારણ કરી શકતી નથી. પોતાની સંસ્કૃતિની રક્ષા અને ઉન્નતિ કરવી એ પ્રત્યેક જાતિનો સ્વાભાવિક ગુણ હોય છે. ધર્મ અને સંસ્કૃતિ એકજ અર્થના સૂચક છે. સંસ્કૃતિ અથવા સભ્યતા એ મનુષ્યનો સામાજીક ગુણછે, પરંતુ પરાધીન જાતિ એ ગુણની ઉન્નતિ કરી શકતી નથી. ઉલટું તે બીજાના પ્રભાવ નીચે કચડાઇને નષ્ટ થવા માંડેછે. સદાચાર અને સભ્યતા ( સંસ્કૃતિ ) ની ધર્મમાં ગણના કરવી જોઇએ કે રાજનીતિમાં એ કહેવું કઠિન છે. છતાં આપણે એટલું તો જાણીએ છીએ કે જે વાતોથી આલોકમાં આપણું મંગળ થાય છે, તે વાતો પરલોકમાં પણ સુખદાયક હોય છે, તેમજ પરલોકના સુધારા વિના આલોક પણ સુધરી શકતો નથી. આ પ્રમાણે ધર્મ અને નીતિનો પરસ્પર સંબંધ રહેલો છે.

જેમ ગતિ, વિદ્યુત અગ્નિ આદિ શક્તિયો વાસ્તવમાં એકજ ગુણનાં ભિન્ન ભિન્ન સ્વરૂપોછે, તેમ ધર્મ અને રાજનીતિ પણ એકજ વસ્તુનાં જુદાં જુદાં સ્વરૂપો છે. પદાર્થવિદ્યાના વિદ્વાનો જાણેછે કે ગતિ આદિ શકતિઓ એકબીજામાં પરિવર્તન પામેછે, તેવીજ રીતે ધર્મ રાજનીતિનું સ્વરૂપ પકડે છે અને રાજનીતિ કોઇ વેળા ધર્મસ્વરૂપ બની જાયછે. ઇસ્લામધર્મ તો આરંભથીજ એક રાજનૈતિક શકિત જેવો છે, તેમજ ઇસાઇધર્મ પોપના હાથમાં રાજનૈતિક શકિત બની ગયો હતો. વળી ભારતમાં મુસલમાન બાદશાહોએ જ્યારે કેવળ ઇશ્વરનીજ ભકિત કરનાર ગુરૂ અર્જુન આદિ શીખ ગુરૂઓ ઉપર પોતાની સત્તા ચલાવવાનો ઇરાદો કર્યો, ત્યારે તેઓની ધાર્મિક સંસ્થા રાજનૈતિક શકિત રૂપે બદલાઇ ગઇ. એજ પ્રમાણે લોકમાન્ય તથા મહાત્મા ગાંધીજીના પ્રભાવથી આપણી મહાસભા એક સાધારણ સંસ્થામાંથી અત્યારે જાતીય તથા ધાર્મીક સંસ્થા બની ગઇ છે. એથી ઉલટું આરંભમાં ઉંચો આદર્શ રાખવાવાળી આર્યસમાજ અંગ્રેજીમાં ફસેલા મહાનુભાવોના હાથમાં પડવાથી પોતાના મૂળ આદર્શથી પતિત થતી જાય છે.

અત્રે એક વાત સ્મરણમાં રાખવા જેવી છે કે કોઇ પણ સંસ્થા કેવળ ઉંચો આદર્શ રાખવાથી ઉંચે ચડી શકતી નથી, તેમજ પોતાનો પાયો સત્ય ઉપર છે એવા વિચાર માત્રથી તે જીવિત રહી શકતી નથી. અર્થાત કાગળ ઉપર લખેલો આદર્શ કોઇને ઉંચે ચડાવી શકતો નથી. તેમજ કાગળ ઉપરનું સત્ય કોઇમાં જીવન રેડી શકતુ નથી, પ્રકૃતિનાં સત્યો ચાહે વેદમાં હોય કે કુરાનમાં, પરંતુ જ્યાં સુધી તેને જીવનમાં ધારણ કરવામાં ન આવે, ત્યાંસુધી તે નિરર્થક છે. વેદમાં લખ્યું છે કે " **अभयममित्रात्** " ૦ ( અમે શ-

ત્રુઓથી કદિ ન ડરીએ.) આ વાકયનો નિત્ય ગમે તેટલો ભલે પાઠ કરીએ, ભલે ગમે તેટલું વેદના જ્ઞાનને ઇશ્વરીય માનીએ, પરંતુ જ્યાં જીવનમાંજ કાયરતા ઠસોઠસ ભરેલી હોય, ત્યાં વેદોથી કાંઇ પણ લાભ નથી. ઇતિહાસ ના અભ્યાસીઓ જાણેછે કે રાષ્ટ્ર રાષ્ટ્રના યુદ્ધમાં જ્યારે એક જાતિ બીજી જાતિ ઉપર જુલમ કરીને વિજય મેળવેછે અને એવી રીતે મેળવેલા વિજયથી કેટલોય આનંદ અને લાભ પ્રાપ્ત કરે છે, ત્યારે તેનો વિશ્વાસ ઇશ્વર કે સંસારને ચલાવનારી શકિત ઉપર રહેતો નથી. તેના મનમાં દ્રઢ રીતે ઠસી જાય છે કે દુનિયામાં જુલમ વડેજ સર્વ રાજ્યો સ્થાપિત થયાંછે અને થશે, પરંતુ તેનું આંતરિક રહસ્ય તેને સમજવામાં આવતું નથી. સ્તવિક જોતાં વિજયનું કારણ જુલમ કે દગો કપટ નથી હોતું પરંતુ હારેલી જાતિની નિર્બળતા, સ્વાર્થપરતા મૂર્ખતા આદિ દુર્ગુણોજ હોય છે. અને આવા દુર્ગુણો ગમે તેવી જાતનાં જુલમ અને કપટથી પણ વધારે પાપરૂપ છે. અન્યની સાથે હરિફાઇમાં ઉત્તરતી વેળા એકની પાસે સઘળી જાતનું સત્યજ્ઞાન અને બીજાની પાસે થોડું સત્ય અને થોડું જ્ઞાન હોય, પરંતુ એકના આચરણમાં બીજાના કરતાં ઓછું સત્ય હોય, તો અવશ્યમેવ બીજાનોજ વિજય થશે. પ્રત્યેક સંસ્થાના જીવનમાં ઓછા–વત્તા પ્રમાણમાં જેટલું સત્ય ઉતરેલું હશે, તેટલીજ તે આગળ વધી શકે છે.

ઘણા સ્થળેથી સાંભળવામાં આવે છે કે "**આર્યસમાજ** પાછળ હઠવા લાગી છે. તેના સઘળા સભ્યો રાજકીય ચળવળમાં ભાગ લેવા લાગ્યા છે. ઠામઠામ સમાજ મંદિરોને તાળાં લાગતાં જાય છે, અને સમાજના સભાસદોને જ સમાજથી કશો સંતોષ મળતો નથી." આનું શું કારણ? સમાજના ૧૦

નિયમો તથા સિદ્ધાંતો તો હતા તેના તેજ અત્યારે પણ છે, છતાં શા માટે ગતિ મંદ પડી ગઇ છે? કારણ દીવા જેવું સ્પષ્ટ છે, દુનિયા આચરણથી ખેંચાય છે. ભાષણોથી નહિ, નહિ, કદાપિ નહિજ!

મૃત્યુનું બીજું નામ કાયરતા છે. જ્યાં કાયરતા હોય, ત્યાં જીવન ક્યાંથી? અમૃતસરના અકાલી જોદ્ધાઓનું દ્રષ્ટાંત જુઓ!! હિંદુ અને મુસલમાન તેના સહધર્મી નથી, છતાં તે ધર્મ-વીરોનાં ગીતો શા માટે ગાય છે? દેશના આગેવાનો અકાલી વીરોનાં ત્યાગ અને આત્મબલિદાન જોઇને આશ્ચર્યમાં લીન થઇ જાય છે. અરે આર્યસમાજનો એક સંન્યાસી તેઓનાજ માટે જેલમાં જાય છે.

હવે જુઓ, મહાસભામાં પણ શું બન્યું? ગયાં બે વર્ષમાં તેણે એવો પરચો બતાવ્યો કે દેશના હજારો સ્ત્રી-પુરૂષો તેના તરફ આકર્ષાયાં. દુષ્કાળ અને મહામારી જેવી આફત વેળા જે કામ આર્યસમાજ કરતી હતી, તે હવે મહાસભાએ પણ હાથમાં લીધું છે. આરંભમાં આર્યસમાજ સ્વદેશીનો ઠીક પ્રચાર કરતી હતી તે આજે મહાસભાએ ઘર ઘરમાં કરી દીધો છે. રાષ્ટ્રીય શિક્ષણ જે આર્યસમાજનો એક ઉદ્દેશ છે, મહાસભાએ જોરશોરથી કરવા માંડયું. આર્યસમાજ મકાનોના લોભમાં સરકારી કેળવણીનો ત્યાગ કરવાની હિંમત ન કરી શકી. લોકો ગુલામીની શિક્ષા લેવા દોડે છે. આર્યસમાજે પોતાનાં બાળકોને તે ગુલામી શિક્ષણના ખાડામાં ધકેલવાનું ચાલુજ રાખ્યું છે. તેની સંસ્થાઓમાં રોનક તો તેવીજ રહી છે, પણ જીવન ઉડી ગયું છે. દેશભકિત અને સ્વરાજ્યનું નામ આર્યસમાજ ધીમા અવાજે લેતી હતી, તેનો મહાસભાએ ઢોલ વગાડીને પ્રચાર

કરવા માંડશો. મિત્રો ભાષણો તથા ભજનોથી શું થાય અને ત્યાગ અને બલિદાનથી શું થાય, તેનો હિસાબ મેળવી જોશો?

જો આર્યસમાજે પોતાની કોલેજ અને સ્કુલોમાં રાષ્ટ્રીય શિક્ષણ દાખલ કરીને રાષ્ટ્રીય કાર્યમાં ઝંપલાવ્યું હોત, તો તે આર્યસભ્યતાની રક્ષા તો કરી શકત, પણ સમસ્ત ભારતમાં ઉંચી પ્રતિષ્ઠા મેળવત, અને તેથી ઉત્તરભારતમાં એક એવી શક્તિ પેદા થઇ જાત, કે તે દેશને સ્વરાજ્યના માર્ગથી પણ આગળ દોરી જાત.

પરંતુ શું થાય? આ દેશનું ભાગ્યજ એવું છે. આપણો ઇતિહાસજ આવાં દ્રષ્ટાંતો ભરેલો છે. જયચંદ અને પૃથ્વીરાજને કદિ આપણે ભૂલતા નથી, તેમજ તેમાંથી લેશમાત્ર શિખામણ પણ લેતા નથી!!

આર્યસમાજના ભવિષ્યથી રાષ્ટ્રીય મહાસભાનું ભવિષ્ય ઉજ્વલ છે એમ કહેવા હું ઇચ્છતો નથી; તેમજ સમાજની નિંદાના હેતુથી પણ લખતો નથી. હું તો માનું છું કે **સ્વામી દયાનંદે સ્વામી શંકરાચાર્ય**ની પેઠે દેશમાં એક પ્રકારનું ચેતન રેડી દીધું છે. જ્યાંસુધી હિન્દુ જાતિ જીવિત છે, ત્યાંસુધી ઉક્ત બન્ને મહાપુરૂષોનાં નામ પણ ભારતના ઇતિહાસમાં ચમકતાં રહેશે, પરંતુ આર્યસમાજ પોતાનું અસ્તિત્વ કાયમ કરવા ઇચ્છતી હોય, તો તેણે જે બલાને વ્હોરી લીધી છે, તેનો એકદમ ત્યાગ કરવો જોઇએ. હું આર્યસમાજના ઉદ્દેશોની પવિત્રતા અને મહત્તામાં વિશ્વાસ રાખનારો છું, તે સાથે એમ પણ માનું છું કે મહાસભાનો વર્તમાન કાર્યક્રમ તેના ઉદ્દેશોની સફલતા માટે સહાયકરૂપ છે. જો આર્યસમાજ પોતાને પાછળ પડતી જાણીને નિજ દોષોને છોડી નહિ દે, અને મહાસભાને

પોતાની વિરોધી સમજીને તેના કાર્યકર્મને અડચણ કરશે તો તે પોતાનાજ હેતુને મોટું નુકસાન પહોંચાડશે–પોતાનાજ પગ ઉપર કુહાડો મારવા જેવું કરશે. અત્યારે દેશ નાજુક સ્થિતિમાંથી પસાર થઇ રહ્યો છે. કોઇ કહી શકતું નથી કે મહાસભાનું શું થશે ! અંદર અને બહારથી તેને કમજોર બનાવી દેવાનું કામ ચાલી રહ્યું છે, છતાં એટલું તો નક્કી છે કે મહાસભાને સફળતા મળે કે ન મળે, પણ જીવનસંગ્રામમાં તો તે આગળ કદમ ભરી રહી છે અને આર્યસમાજ પાછળ હઠી રહી છે, પરંતુ હજી સમય છે.

જો તે થોડો વખત થોભી જાય અને પોતાના ભવિષ્ય માટે એકવાર વિચારી લે, તો વિજય માટે શંકા નથી !

આર્યસમાજના સ્થાપક **સ્વામી દયાનંદનો** જન્મ થવાને પુરાં સો વર્ષ થતાં હોવાથી આગામી વર્ષમાં તેમની * શતાબ્દિ ઉજવવાનો નિશ્ચય થયોછે.જો કે આર્યસમાજ સંસ્થા સ્થાપિત થવાને આજે પચાસ વર્ષ થયાંછે, પરંતુ સ્વામીજીના જન્મને ધ્યાનમાં લેતાં શતાબ્દિ ઉત્સવ કરવાને કાંઇ હરકત નથી. આવા અવસર ઉપર આર્યસમાજને આનંદ પ્રકટ કરવાનો સંપૂર્ણ અધિકાર છે. આ ઉત્સવને સ્મરણીય બનાવવા માટે શું શુ કરવુ જોઇએ, તે માટે અનેક યોજનાઓ પ્રકટ થઇ છે, તેમાંની કેટલીક યોજનાઓનો અમલ પણ થશે. આ વિષયમાં હું પણ મારા વિચારો રજુ કરવાનું ઉચિત સમજુ છું.

---

સં. ૧૯૮૦માં આ ઉત્સવ મથુરામાં ચાર-પાંચ લાખ આર્યોએ એકઠા થઇને સાત દિવસસુધી ભારે ધામધુમ પૂર્વક ઉજવ્યો હતો.

* આ લેખ શતાબ્દિ પ્રસંગે લખાયો હતો. **અનુવાદક**

આ દેશમાં બૌદ્ધ લોકોએ પહેલવહેલો મહાત્મા બુદ્ધનો શતાબ્દિ ઉત્સવ ઉજવ્યો હતો. તે પ્રસંગે મોટી મોટી ધાર્મિક સભાઓ સ્થાપવામાં આવી હતી. તેને સ્મરણીય બનાવવા ઉપરાંત તેમનો મોટામાં મોટો હેતુ એ હતો કે પોતાનામાં જે મતભેદો દાખલ થઇ ગયા હતા, તેનું ઉક્ત સભાઓદ્વારા નિરાકરણ કરી નાખવું. બૌધ ધર્મમાં કર્તા-હર્તા ભિક્ષુ-સંઘ હતો. અને ઘણા ભાગે ભિક્ષુઓજ સભાઓમાં ભાગ લેતા હતા. તે સમયના વૃત્તાંતોમાં ભિક્ષુઓના જીવન સંબંધીજ મુખ્ય ચર્ચાઓ થએલી વાંચવામાં આવતી હોવાથી આ વાતની પ્રતિતિ થાય છે. પહેલી સભામાં એવા નિર્ણયો થએલા જોવામાં આવેછે કે તે વાંચનારને આજે હસવું આવ્યા વિના રહે નહિ. મહાત્મા બુધ્ધ જેવા મહાપુરૂષની શતાબ્દિ-જયંતી જેવા પ્રસંગ ઉપર એકઠા થએલા હજારો ભિક્ષુઓએ એવી નજીવી અને નમાલી વાતો ઉપર ચર્ચા ચલાવી હતી કે તે જોઇને આપણને મોટું આશ્ચર્ય થાય! તેનો નમુનો જોવો હોય, તો આ રહ્યો-"એક ભિક્ષુએ કેટલી લાંબી અને પહોળી કામળી પહેરવી જોઇએ? બપોરના સમયે ભિક્ષુઓ ભોજન કરી શકે કે નહિ? શું તેઓ પોતાની પાસે ચાંદી રાખી શકે" વગેરે. ભગવાન બુદ્ધ જેવા મહાપુરૂષની શતવર્ષી, અને તેમાં ચર્ચાના મુખ્ય વિષયો કેટલાં લાંબાં-પહોળાં કપડાં પહેરવાં તથા કયારે અને કેટલું ખાવું!!

તે સમયના ભિક્ષુઓ કાંઇ મૂર્ખ નહોતા. તેઓ બુદ્ધિમાન્ અને ત્યાગી હતા, પરંતુ આજે જે વાતો વાંચીને આપણને હસવું આવે, તે તેમને તે સમયે ભારે મહત્વની જણાતી હતી.

આ વાતને હજારો વર્ષ વીતી ગયાં છે. અત્યારે પરિસ્થિતિ પણ જુદા પ્રકારની છે, અત્યારે એવાજ એક મહાપુરૂષ સ્વા-

મી દયાનંદ આપણા વચ્ચે આવી ગયા છે. તેમની અને **મહાત્મા બુદ્ધની** સરખામણી કરવાની આપણી ઇચ્છા નથી. કેવળ એટલુંજ કહીશું કે આ યુગમાં **સ્વામી દયાનંદ** પોતાનું ખાસ એક પદ ધરાવે છે. **ભિક્ષુસંઘની** જગ્યાએ આર્યસમાજની ગણના કરીએ, કે જે **સ્વામીજીના** કાર્યને આગળ ધપાવવા ઇચ્છે છે. સ્વામીજી અને બુદ્ધના હેતુઓ વિષે જેમ હજારો ગાઉનું અંતર છે, તેમ **ભિક્ષુસંઘ** અને આર્યસમાજ વચ્ચે જે તફાવત છે, તે વિચારવાનો અત્રે હેતું નથી. ખાસ કહેવાનું છે તે સ્વામીજીની શતાબ્દિ સંબંધી છે.

સમય એક અદ્‌ભુત વસ્તુ છે. તે પોતાનું કામ બરાબર કરી રહ્યો છે. આજનો સમય વ્યતિત થઇ જશે. સેંકડો વર્ષો પછી આપણા સંતાનો સ્વામીજીની શતાબ્દિના વૃતાંતો વાંચશે. આર્યસમાજે ધ્યાન રાખવું જોઇએ કે તે વાંચીને તેઓ હસે તેવું કોઇ નમાલું—નિર્જીવ કાર્ય આપણા હાથે ન થવું જોઇએ. હું કહેવા માગું છું તે એ છે કે આ પ્રસંગે આર્યસમાજનો ખાસ હેતુ શો છે તે વિષે ચોકસ નિર્ણય થવાની આવશ્યકતા છે. આર્યસમાજ પચાશ વર્ષથી કામ કરી રહી છે. અત્યારે તેમાં ભિન્ન ભિન્ન વિચારના અનેક મનુષ્યો પ્રવિષ્ટ થએલા છે. એક પક્ષ એવો છે કે, જેઓ આર્યસમાજને **સ્વામી દયાનંદે** સ્થાપેલા એક પંથ સમાન માને છે, અને મુસલમાનો કુરાનને તથા ઇસાઇઓ બાઇબલને જે મહત્વ આપે છે, તે તેઓ સત્યાર્થ પ્રકાશને આપે છે. વળી આર્યસમાજમાં દાખલ થનારે **સ્વામી દયાનંદે** માનેલા ૫૧ સિદ્ધાંતો માનવા જ જોઇએ એવો તેમનો અભિપ્રાય છે. અર્થાત્ ૫૧ સિદ્ધાંતોમાં જ તેઓ આર્યસમાજને દેખે છે. બીજા પક્ષની એવી માન્યતા છે કે

આર્યસમાજ કોઇ નવો ધર્મ-પંથ નથી, તેમજ સ્વામી દયાનંદ કોઇ પંથ ચલાવવા માટે પણ આવ્યા નહોતા, સ્વામી દયાનંદે તો પોતાના ગ્રંથોમાં પોતાના મતને અનુસરવા માટે કોઇ પણ સ્થળે આગ્રહ કર્યો નથી.

કેટલાક એવું પણ માનનારા છે કે ૧૧૦ નિયમ પણ સ્વામીજીએજ બનાવ્યા હતા. વળી તે પહેલાં ૨૮ નિયમો હતા, તો આનેજ સમાજના પાયારૂપે શા માટે માનવા? શું આપણે તેમાં પરિવર્તન ન કરી શકીએ? ૨૮ની જગાએ ૧૦ નિયમો બનાવીને સ્વામીજીએ પોતેજ તેમાં કેવળ પરિવર્તન કર્યું નથી; પરંતુ જુના નિયમોમાં એક એવો નવો નિયમ ઉમેર્યો કે આર્યસમાજના ભદ્રપુરૂષોએ એકઠા મળીને જ્યારે આવશ્યકતા જણાય ત્યારે તે નિયમોમાં ફેરફાર કરી લેવો. જો ઉપલી સઘળી વાતો ઉપર ધ્યાન આપવામાં આવે, તો પછી સમાજમાં ખેંચાખેંચ શા માટે કરવામાં આવે છે? ઉપર જણાવેલા ફેરફારનો ઇતિહાસજ તેનું રહસ્ય પ્રકટ કરે છે.

જો સિદ્ધાંતોને છોડી દઇને તથા મત-પંથથી ધર્મને ભિન્ન ગણીને તે વાસ્તવિક સ્વરૂપમાં સમજવામાં આવે, તો આર્યસમાજ કયા ધર્મનો પ્રચાર કરવા ઇચ્છે છે એ પ્રશ્ન ઉભો થાય છે. મનુએ જણાવેલા ધર્મનાં ૧૦ લક્ષણો તો અન્ય ધર્મપંથોવાળા પણ માને છે. મહાત્મા બુધ્ધે વર્ણાશ્રમધર્મને છિન્નભિન્ન કરી દઇને વૈદિકધર્મને પાછળ હઠાવી દીધો અને સવને એક સરખી રીતે ત્યાગ તથા અહિંસાનો ઉપદેશ કર્યો. શું આર્યસમાજ સદાચાર ( જે સર્વધર્મમાં જણાય છે. ) નો પ્રચાર કરવાનું પોતાનું કામ સમજે છે? શું આર્યસમાજ સદાચાર સાથે બૌધ્ધોનો ત્યાગ ઉમેરીને તેને સંપૂર્ણ સમજવા માંડશે? શું સ્વામી

શંકરાચાર્ય તથા કુમારિલ ભટ્ટે બૌદ્ધ ધર્મને કાઢવા માટે નિરંતર પ્રયત્ન કર્યો હતો, તેમાં કોઇ ખાસ કારણ હતું?

વાસ્તવિક ધર્મનો વિચાર કરવાથી જણાયછે કે વૈદિકધર્મમાં પ્રત્યેક મનુષ્યમાટે પોતપોતાની સ્થિતિ અને આયુ પ્રમાણે જુદા જુદા વિશેષ ધર્મો નક્કી કર્યા છે. વૈદિક ધર્મ કેવળ વૈદિક ધર્મ નથી; પરંતુ સમસ્ત જાતિને એક સમજીને તેમાં મનુષ્યોના ભિન્ન ભિન્ન શ્રેણીમાં ભાગ કરેલા છે અને તે પ્રત્યેક શ્રેણી માટે ભિન્ન ભિન્ન ધર્મો નક્કી કર્યાં છે. આને આપણે વર્ણાશ્રમધર્મ કહીએ. જો આ વર્ણાશ્રમ–વૈદિકધર્મને બાદ કરવામાં આવે, તો તેનો આત્માજ જતો રહ્યો જાણવો, અને વૈદિકધર્મ તે જાતીયધર્મ રહેશે નહિ.

જો આર્યસમાજ તે વૈદિકધર્મની પુનઃ સ્થાપના કરવા ચાહે છે કે જે સ્વામી દયાનંદનો ઉદ્દેશ હતો, તો પ્રશ્ન થાય છે કે આર્યસમાજ કયા મનુષ્યોને બ્રાહ્મણ અને ક્ષત્રીયનું પદ આપશે? બ્રાહ્મણ ક્ષત્રિયના ગુરૂ હતા. ક્ષત્રિયોનો ધર્મ રાજ્ય કરવાનો હતો. આ સમયે દેશનું શાસન અંગ્રેજોના હાથમાં છે. શું આર્યસમાજ અંગ્રેજોને ક્ષત્રિય ગણશે? શું આની સ્થિતિમાં અંગ્રેજી સ્કૂલો તથા કૉલેજોના પ્રોફેસરો (શિક્ષકો) અમારા માટે સાચું બ્રાહ્મણ પદ રાખી શકશે?

આ પ્રશ્ન તે વૈદિકધર્મના જીવનમરણનો પ્રશ્ન છે. જો તેના ઉત્તરમાં "હા" હોય. તો ભલે, પણ આર્યસમાજે તે ખુલ્લા શબ્દોમાં જાહેર કરી દેવું જોઇએ કે જેથી કોઇના મનમાં કાંઇ પણ ભ્રમ રહેવા ન પામે અને અમે પણ આધુનિક શિક્ષણનો વિરોધ કરવાનું છોડી દઇએ; પરંતુ જો ઉક્ત પ્રશ્નના ઉત્તરમાં નકાર હોય, તો આર્યસમાજ રાજનીતિના નામથી ભડકીને શામાટે દૂર ભાગે છે? રાજનીતિ વૈદિકધર્મનું એક

મોટું અંગ છે, તેને બાતલ રાખવાથી ધર્મનું સ્વરૂપ બની જશે પાંગળું!

આર્યસમાજ માટે શતાબ્દિમાં વિચારવાનો બીજો પ્રશ્ન એ છેકે આર્યસમાજનો હિંદુ જાતિ સાથે કેવા પ્રકારનો સંબંધ છે? કેટલાક આર્યો ઘમંડથી કહે છે કે અમે હિન્દુ નથી. આનો અર્થ શો છે? શું આર્યસમાજ પોતાને એક પંથ સમજીને હિન્દુઓને પણ મુસલમાન અને ઇસાઇઓ બરાબર સમજે છે? જો કહો કે હિન્દુ શબ્દનો અર્થ ખરાબ છે, માટે અમે હિન્દુ કહેવરાવવા માગતા નથી—અમારૂં વાસ્તવિક નામ તો આર્ય છે, " તો આનો સ્પષ્ટ અર્થ એટલોજ થયો કે આર્યોને હિન્દુઓ સાથે વિશેષ પ્રકારનો સંબંધ તો છેજ, પરંતુ હિન્દુ નામ તેમને પસંદ નથી. આ કંઇ બહુ મહત્વની વાત નથી, કારણકે પહેલાં હિન્દુ શબ્દ ઘણો પવિત્ર હતો. મુસલમાનોએ તેને તુચ્છ બનાવી દીધો છે. જો આપણે પતિત ન થયા હોત તો તે શબ્દની આટલી બુરી દશા ન થાત.

વળી કેટલાક એવું પણ માનનારા છે કે જો અમે પોતાને હિન્દુ કહેવરાવીશુ, તો અમે તેઓમાં હજમ થઇ જઇશું. આ સઘળાં કારણોને લીધેજ આર્યસમાજે આ વાતનો પણ સ્પષ્ટ નિર્ણય શતાબ્દી પ્રસંગે કરી નાખવાની અગત્ય છે.

આર્યસમાજના પુરૂષાર્થથી તેમજ કાંઇક સમયના પ્રભાવથી તેનો એટલો પ્રચાર થઇ ગયો છે કે જુના આર્યસમાજીઓ અને અત્યારના સનાતન ધર્મીઓ વચ્ચે ઝાઝો તફાવત રહ્યો નથી. આર્યસમાજ બાળવિવાહ અટકાવી બ્રહ્મચર્યનો પ્રચાર કરવા ચાહે છે. અસ્પૃશ્યતા દૂર કરી અન્ય ધર્માવલંબીઓને પોતાનામાં લેવા ઇચ્છે છે, આ સઘળું કાર્ય ઓછા વત્તા

પ્રમાણમાં "સનાતનધર્મસભાઓએ પણ કરવા માંડયું છે. મૂર્તિપૂજા વિષયમાં પણ સનાતની ભાઇઓ આર્યોની નજીક આવી જશે, તેઓમાંનો મોટો વર્ગ હવે મૂર્તિને ઇશ્વર નહિ, પણ એક પ્રકારનું સાધન માને છે. આર્યો પણ એટલું તો સમજે છે કે પોતાના મહાપુરૂષો તથા જાતીય વીરોની મૂર્તિઓ બનાવવી એ મનુષ્યનો સ્વભાવજ છે. મોટી મોટી છબીઓ તથા કેલેન્ડરો આદિ મૂર્તિ નહિ પૂજનારાઓ પણ પોતાના ઘરમાં લટકાવે છે. તફાવત રહ્યો છે તે હવે નજીવોજ રહ્યો છે. જો મન જરા ઉદાર રાખવામાં આવે તો કાલાન્તરે બધું ઠીક થઇ જશે.

આ પ્રમાણે દિન-પ્રતિદિન **આર્યસમાજ** તથા **સનાતન ધર્મસભા** એક બીજાની નજીક આવતાં જાય છે અને એક નવા પ્રકારનું " **હિન્દુત્વ** " ઉત્પન્ન કરી રહ્યાંછે, તો આર્યસમાજની શું આવશ્યકતા રહેશે ?

જો મને પૂછવામાં આવે, તો હું ઉત્તર આપીશ કે આર્યસમાજ એ **બૌદ્ધ-ભિક્ષુ સંઘ**ની પેઠે વૈદિક ધર્મના સેવકોની એક સભા છે. તેને જીવિત રાખવા માટે હિંદુઓથી અલગ થઇને તેની સાથે સદા લડાઇ ચાલુ રાખવી જોઇએ નહિ, પરંતુ સાધારણ હિન્દુઓને સીધા માર્ગ ઉપર લાવવા માટે વૈદિક ધર્મના સત્યોનું આચરણ કરવું જોઇએ. પચાસ વર્ષથી જે સામાજીક સુધારણા કરવાનું બીડું આર્યસમાજે ઉઠાવ્યું છે, તે અત્યારે સૌએ સ્વિકારી લીધું છે, માટે હવે આર્યસમાજે પોતાના ધર્મ માર્ગ ઉપર બીજું કદમ આગળ ભરવું જોઇએ; અર્થાત્ " વર્ણાશ્રમધર્મને ગુંગળાવી રહેલાં નાતિ બંધનો શિથિલ કરવા માટે હવે આર્યભાઇઓએ કટિબદ્ધ થવું જોઇએ. જે જુના આર્યોની પચાસ વર્ષની ઉમર થઇ ગઇ હોય, તેઓએ વાનપ્રસ્થ લઇને શેષ જીવન પોતાના ધર્મની સેવામાં પૂર્ણ

કરી દેવું જોઇએ અને આર્યયુવકોએ સાચા બ્રાહ્મણ કે ક્ષત્રિય બનવાનો પ્રયત્ન કરવો જોઇએ.

જો આર્યસમાજ આ માર્ગ લીધા સિવાય પોતાનો એક જુદો સંપ્રદાય બનાવી દેશે. તો તે કલ્પવૃક્ષ થવાને બદલે, પહેલાંનાં અન્ય વિષવૃક્ષોમાં એકની વૃદ્ધિ કરશે.

એક વધુ વાત કહેવાની છે. તે એ કે ગુલામો માટે વૈદિકધર્મ નથી. જે જાતિ દાસત્વની દશામાં છે, તે કદિ પણ વૈદિકધર્મને ધારણ કરી શકનાર નથી, એટલા માટે જ્યાં સુધી આપણી જાતિ સ્વતંત્ર નહિ બને અથવા અન્ય કોઇ સ્વતંત્ર જાતિમાં વૈદિકધર્મનો પ્રચાર કરવામાં નહિ આવે, ત્યાં સુધી સૌથી પ્રાચીન ધર્મ માત્ર એક કલ્પિત રૂપમાંજ રહેવાનો !

આ દૃષ્ટિકોણને ખ્યાલમાં રાખીને આ દેશમાં સ્વરાજ્ય સ્થાપિત કરવા માટે જે લોકો યત્ન કરી રહ્યા છે. તેઓ વૈદિકધર્મનેજ ક્રિયાત્મક પહેરવેશ પહેરાવી રહ્યા છે એમ જાણવું, અર્થાત્ તેઓનું સઘળું કામ ધાર્મિકજ છે.

આર્યોને વળી એક નવી પણ અતિ અગત્યની વાત ઉપર ધ્યાન ખેંચવાનું છે. બૌદ્ધ લોકોએ પોતાના ધર્મનો દુનિયામાં પ્રચાર કરવા માટે જે ભારે ભારે કષ્ટો સહન કર્યાં, તે અદ્વિતીય હતા. યાહુદિયો પણ આપણી પેઠે દાસત્વની અવસ્થામાં હતા, તોપણ તેના ઇસાઇ પ્રચારકોએ યાહુદી વિચારો તથા રીત રીવાજોનો પોતાના ઉપર રાજ્ય કરનારી પ્રજાઓમાં પ્રચાર કરવા માટે જે જે કષ્ટો ઉઠાવ્યાં, તે વાંચી આપણું હૃદય કંપી ઉઠે છે. આપણા પૂર્વજો પહેલાં પણ સત્યનો પ્રચાર સંસારમાં કરી ચૂકેલા છે. આપણે જોવું જોઇએ કે ઇસાઇઓ ગુલામ દશામાં હોવા છતાં, તેમણે કેવી રીતે સ્વતંત્ર રોમની મારફત પોતાના ધર્મને સમસ્ત યુરોપ તથા સંસારમાં ફેલાવી દીધો ?

ઉપલાં ઉદાહરણો શું શીખવે છે ? આર્યસમાજે પણ પોતાના ધર્મનો સ્વતંત્રતા ભોગવનારા દેશોમાં પ્રચાર કરવાની ગોઠવણ કરવી જોઇએ. સઘળી બાજુનો વિચાર કર્યા પછી મને લાગે છે કે આ હેતુની સિદ્ધિ અર્થે ઈંગ્લાંડથી વધારે યોગ્ય દેશ મને દેખાતો નથી. સ્વતંત્રતા ભોગવનારા અન્ય દેશો પણ છે; પરંતુ અંગ્રેજી ભાષા ઈંગ્લાંડ તથા અમેરિકામાં બોલાય છે અને આપણને પણ તે ભાષા સાથે ઠીક પરિચય છે, તો આપણા ઉક્ત હેતુ માટે આ સાધનનો ઉપયોગ શા માટે ન કરવો? અંગ્રેજ પ્રજા મૂળ આર્ય કુળની છે, તેઓના પૂર્વજોનો પુરાણો ધર્મ તે વૈદિકધર્મજ હતો. ઇસાઇધર્મ તો મૂળ યાહુદિયોનો છે. એટલે અંગ્રેજોને તો વૈદિકધર્મજ અધિક સુખદાયક નીવડે તેમ છે. યાહુદીઓ તરફથી આવેલા ઇસાઇ ધર્મમાં વિશ્વાસ કરવો, તે તેમની પ્રકૃતિ તથા સ્વભાવ વિરુદ્ધ છે.

મારા ધારવા પ્રમાણે જો ઈંગ્લાંડના મુખ્ય ધામ લંડનમાં આર્યસમાજનો ઝંડો ઉભો કરવામાં આવે, તો કેટલુંક દુ:ખ અવશ્ય ભોગવવું પડશે અને દ્રવ્યનો પણ વ્યય થશે, પરંતુ તે મુખ્ય સ્થળથી વૈદિકધર્મનો પ્રભાવ અંગ્રેજી ભાષા બોલનારી સમસ્ત પ્રજાઓ ઉપર આપોઆપ પડયા વગર નહિ રહે. આ કાર્ય આર્ય નવયુવકો સારી પેઠે કરી શકશે. તેમની સાથે એક-બે વયોવૃદ્ધ તથા વિદ્વાન્ મહાશયોએ વાનપ્રસ્થ લઇને પોતાનું જીવન અર્પણ કરી દેવું જોઇએ. આર્યસમાજ સમસ્ત ભૂમંડળમાં વેદની આણ ફેલાવવા માગે છે. શું તેમના કોઇધર્મ-વીરો આ કાર્ય ઉપાડી લેશે?

એક કહાણી છે. એક રાજા હતો તેને એક જોશી મહા-રાજે કહ્યું કે " અમુક દિવસે એવો પવન ફુંકાશે કે તે

જેને સ્પર્શ કરશે તે સઘળા ગાંડા બની જશે" આ સાંભળી રાજાને ભારે ડર લાગ્યો. તેણે પ્રધાનને બોલાવીને આવી પડનારી આફતની વાત કરી, અને તેનાથી બચી જવાનો ઉપાય પૂછ્યો. પ્રધાને ઉપાય બતાવ્યો કે "જરાપણ વાયુનો પ્રવેશ ન થઇ શકે, તેવું એક મકાન તૈયાર કરાવવું અને તે દિવસે તે મકાનમાં ભરાઇ જવું, જેથી તે ગેબી વાયુ આપણને લાગી શકે નહિ" પ્રધાનની સલાહ પ્રમાણે મકાન તૈયાર થઇ ગયું અને તે દિવસ આવ્યો એટલે બંને જણ તેમાં ભરાઇ બેઠા પેલો વાયુ ફુંકાયો તેના પ્રભાવથી આખું નગર ગાંડું બની ગયું. માત્ર રાજા અને પ્રધાન બચી ગયા. તેઓ મકાન બહાર નીકળી શહેરમાં ફરવા લાગ્યા, તો આખી પ્રજા ગાંડી બની ગયેલી માલમ પડી. તેમની બોલચાલ અને વ્યવહારમાં પણ ઘેલછા દેખીને તેઓ આશ્ચર્યમાં ડુબી ગયા, બીજું કૌતક એ થયું કે ગાંડી પ્રજા એ બે જણની સ્થિતિ પોતાનાથી ભિન્ન પ્રકારની જોઇને આશ્ચય પામવા લાગી અને એ બે જણનેજ પાગલમાં ગણવા લાગી.

આ કહાણી પ્રમાણે દુનિયામાં પણ વારંવાર અમુક પ્રકારનો પવન ફુંકાય છે. જેમ કે અસહકારનો, તેમાં ખાદીની પણ એક લહેર ચાલી હતી, આ પ્રમાણે અનેક પ્રકારનો ફુંકાય છે અને તેમાં લોકો રંગાઇ જાય છે, અર્થાત્ ગાંડા બની જાય છે. જેઓ તેમની સાથે પ્રવાહમાં ભળતા નથી, તેઓનેજ તેઓ પાગલ ગણે છે, અને નીંદે છે.

આવા પ્રકારના પાગલપણાનું મોટું ઉદાહરણ ગુરૂ તેગબહાદુરનું મળે છે. આપણે સર્વે જાણીએ છીએ કે દેશ અને જાતિ માટે તે મહાન શકિત રૂપ નીવડયા છે, પરંતુ ઘણાઓ નહિ જાણતા હોય કે લોકોએ ગુરૂ તેગબહાદુર

ને પહેલાં ગાંડા મનુષ્યમાં ઠરાવી દીધા હતા. તેમનું નામ પણ "તેગા ભલ્લા" અર્થાત "તેગો ગાંડો" પાડી દીધું હતું. તેગ બહાદુર જેવા મહાપુરૂષને ગાંડો કહેનાર દુનિયાને શું કહેવું? સંસારનો સ્વભાવજ એવો છે.

લાહોરનોજ એક દાખલો લઇએ. એક સમય એવો હતો કે જ્યારે ત્યાં મુસલમાનોની બોલબાલા હતી, ત્યારે તેના પ્રભાવમાં જનસાધારણ અંજાઇ ગયો હતો; એટલે સુધી કે હિન્દુઓ પણ પોતાના બાલકોને મસિદોમાં અરબી અને ફારસી શીખવવા માટે મોકલતા હતા અને તેમાંજ પોતાની ઉન્નતિ માનતા હતા. લોકોની રહેણી–કરણી પણ મુસલમાનોના જેવી બની ગઇ હતી.

એ સમયે કોઇના ખ્યાલમાં નહોતું કે જે સેંકડો શીખ લોકોની શહીદગંજના સ્થાન ઉપર કતલ કરવામાં આવતી હતી, તેજ શીખોનો ડંકો એજ લાહોરમાં વાગશે અર્થાત બાદશાહી ઝંખી પડી ગઇ અને સ્વનામ ધન્ય મહારાજા રણજીતસંહનો જમાનો આવ્યો. હવે શીખોની હાક વાગવા માંડી અને લોકો તેના પ્રભાવમાં ખેંચાયા. અનેક લોકો શીખોની દાઢીનું અનુકરણ કરવા લાગ્યા. સુંદર દાઢીવાળાને ઇનામો મળતાં! કોઇની મગદુર નહોતી કે જે શીખ ઘોડેસ્વારોની આજ્ઞાનું ઉલ્લંઘન કરે. આ પ્રમાણે એક જમાનો મુસલમાનોનો હતો, તો બીજો જમાનો શીખોનો હતો. એવીજ રીતે અત્યારે યુરોપની લહેર ચાલી રહી છે. અંગ્રેજોનું અનુકરણ અનેક પ્રકારે આપણે કરી રહ્યા છીએ. આપણે આપણી તિજોરીમાંથી ધર્મના નામ ઉપર હજારો રૂપિયા કાઢીને અંગ્રેજી ઢબની કોલેજો અને સ્કૂલો ઉઘાડી રહ્યા છીએ. બબ્બે ચચ્ચાર વર્ષનાં આપણા બાળકોને યુરોપીયન ઢબના વસ્ત્રોથી લપેટીને આપણે ખુશી

થઇએ છીએ. આપણા જુવાનીઆઓ અંગ્રેજીમાં વાત–ચીત કરતા બાગ–બગીચે ફરવામાં એક પ્રકારની મોટાઇ માને છે. આવા અનેક જાતના અંગ્રેજી પવન સામે કોઇ સાહસથી આંગળી ઉઠાવી શકતા. નથી કદાચ આ હવામાં નહિ ખેંચાએલા કોઇ તેની ટીકા કરે, તો તે ઓર્થોડોકસ (જુના વિચારના)માં ખપે છે. ભાગ્યે જ કોઇને વિચાર આવતો હશે કે પશ્ચિમની હવામાં અમે પોતે જ પાગલ બની રહ્યા છીએ. મારૂં સદ્‌ભાગ્ય છે કે દુર્ભાગ્ય તે હું જાણુતો નથી; પરંતુ મને એવું જ દેખાય છે કે આજનો પવન આપણુને ઉલટી દિશામાં ઘસડી રહ્યો છે. હું જાણું છું કે મારૂં આ અરણ્યરૂદન છે. કારણુ કે આ પવન કાંઇ સાધારણુ નથી, પણુ મહાન ભંયકર આંધી છે, તેમાં મારા નબરા અવાજને કોણુ સાંભળે ? હતાશ થઇને મુંગા રહેવાનો વિચાર કરૂં છું; પરંતુ શું કરૂં ? મારાથી રહેવાતું નથી. અંતરની વાત દબાવી શકતો નથી.

આ વાયુ કેવી રીતે શરૂ થાય છે ? જેમ આકાશમા વંટાળ અથવા આંધી ચઢવાનાં કાંઇ કારણો હોયછે, તેમ મનુષ્ય સમાજમાં પણુ નવો પવન ફુંકાવાનાં પણુ કારણો હોય છે. જેમ ગરમ પવન ઉંચો ચડી જાય અને તેના સ્થાને નવો ઠંડા વાયુ ભરાઇ જાય છે, તેમ કોઇ પણુ જાતિમાં રાજ્ય કરવાની શકિત ક્ષીણુ થઇ જવાથી અન્ય બળવાન પ્રજા તે સ્થાને આવી પહોંચે છે, અને પોતાનો અધિકાર સ્થાપી દે છે. તે પોતાના સ્વામીત્વની સાથે નવો પવન પણુ લાગે છે. યથા પ્રથમ ઇસલામી રાજ્ય, પછી શીખો, અને અત્યારે અગ્રેજો.

આવો નવો પવન ફુંકાવામાં બીજો પણુ એક નિયમ છે. કોઇ મહાપુરૂષના મનમાં એક નવો વિચાર ઉત્પન્ન થાય છે.

પ્રથમ તે બીજ રૂપે હોય છે. પછી ધીમે ધીમે ફેલાવા માંડે છે. જ્યારે તે રોગચાળા પેઠે થોડા સમયમાં મોટું રૂપ પકડે છે ત્યારે જુના વિચાર સાથે અથડામણમાં આવે છે. આ યુદ્ધમા તે નવો વિચાર કાંતો વિજય મેળવે છે અથવા હાર ખાય છે. જો તે વિજયી નીવડે, તો તેનો પવન ચાલે છે, અને જનસમાજ તેની પાછળ દોરાય છે.

**સ્વામી દયાનંદે** પશ્ચિમની સંસ્કૃતિને આ દેશ ઉપર હુમલો કરતાં દેખી. કેવળ હુમલોજ ન જોયો, પણ તેમને આર્યધર્મનો પાયો તેનાથી હાલી ઉઠેલો જણાયો તેમાંથી બચવાનો ઉપાય તેમણે શોધવા માંડયો. ગંભીર ચિંતન પછી ઉક્ત હુમલાને અટકાવવાના હેતુથી **આર્યસમાજની** સ્થાપના કરી. બીજ વાવ્યું તે ફેલાવા માંડયું. એટલે પુરાણા વિચારો સાથે અથડામણનો આરંભ થયો, અને ભારે યુદ્ધ જામ્યું. આમાં વિજય થયો ? ( થશે ? ) તે કહી શકાતું નથી. પરંતુ એટલું તો નક્કી છે કે હમણાં આર્યસમાજે ભૂલભરેલા માર્ગે ગતિ કરવા માંડી છે. આપણે તપાસીએ.

ધર્મપ્રચાર યજ્ઞવડે થઇ શકે છે, યજ્ઞ એટલે પોતાની જાતને સ્વાહા કરવી. કુરબાની કરવી. **આર્યસમાજને** આરંભમાં આ માર્ગ કઠિન જણાયો, તેથી તેણે ઇસાઇઓના સાધારણ માર્ગનું અનુકરણ કરવાનું વધારે પસંદ કર્યું, અને પાઠશાળાઓ, કૉલેજો તથા એવી અન્ય સંસ્થાઓ સ્થાપિત કરીને વૈદિક ધર્મનો પ્રચાર કરવાના યત્નો કરવા માંડયા. આ સંસ્થાઓ કંઇ પૈસા વિના ચાલે ? તે માટે લોકો પાસે ભિક્ષા માગી માગીને ફંડો એકત્રિત કરવા માંડયાં. આ કાર્ય સુગમતાથી થઇ શકે તે

માટે ઉત્સવોની પ્રથા શોધી કાઢી. અહિં તેઓએ જરાક દિશા બદલી, અર્થાત્ પૈસા એકઠા કરવા પ્રકટ થએલા ઉત્સવો ધર્મપ્રચારનું મોટું સાધન મનાવા લાગ્યા !

ફંડ-ફાળા ભેગા કરવામાં મને પેલા મઠોની ગંધ આવે છે. દાન ઉઘરાવવાથી લોકોના મનમાંથી દાન આપવાની શ્રદ્ધા ઉડી ગઇ છે. આપવામાં આવે તેજ દાન પરંતુ ઉઘરાવવામાં આવે તે દાન, નહિ પણ કર કે લાગા છે. દાન માટે ખરી વાત તો એ છે કે આપણા જીવનનો એટલો પ્રભાવ હોય અથવા આપણું એટલું તપોબળ હોય કે તે જોઇને લોકો સ્વયં આપણા ચરણમાં દ્રવ્યની ભેટ કરે, પરંતુ આપણે તો ભીખની ઝોળી હાથમાં પકડીને બેશરમની પેઠે લોકોની પાછળ પડયા છીએ; આથી લોકોના મનમાં નથી આપણા પ્રત્યે શ્રદ્ધા રહી કે નથી રહ્યો દાનની પવિત્રતા નો વિચાર.

મને મેળાવડાઓ ઠીક નથી લાગતા, તેનુ કારણ એ છે કે તેમાં માત્ર બહાર દેખાડવાનો ડોળજ હોય છે. આવા તમાસાને સફળ કરવા માટે આપણે આપણા સમય અને શકિતને ખરચી નાખીએ છીએ, અને બે દિવસની અંદર થાકીને બેસી જઇએ છીએ અને આખું વર્ષ વળી પાછા બીજા ઉત્સવની વાટ જોયા કરીએ છીએ. સાધારણ હિન્દુઓ લગ્નાદિ રીત-રિવાજોના તમાસા કરીને બરબાદ બની ગયા અને કેળવાયલા લોકો સંસ્થાઓના મેળાવડા-તમાસા પાછળ બરબાદ થઇ જવા લાગ્યા છે, વાત તો ત્યાંને ત્યાંજ રહી ગઇ અને બન્યું નહિ કાંઇ પણ.

આર્યસમાજે મથુરામાં સ્વામી દયાનંદની જન્મ-શતાબ્દી

નો ઉત્સવ કર્યો છે. શું તે માત્ર એક ઉત્સવજ હતો કે તેમાં કાંઇ વિશેષતા હતી? જો વિશેષતા નહોતી તો હું અરજ કરૂં છું કે આર્યસમાજના નેતાઓ જરા વાર થોભી જાય અને વિચારે કે આપણે ભૂલ ભરેલા માર્ગે તો નથી ચડી ગયા ને? જો આપણે ઉત્તરના બદલે દક્ષિણનો માર્ગ પકડયો હશે, તો જેટલી ઉતાવળ કરીશું. તેટલાજ આપણા આદર્શથી અધિક દૂર થતા જઇશું. બૌદ્ધ લોકોએ **મહાત્મા બુદ્ધના** શતાબ્દિ ઉત્સવો કર્યા, પરંતુ તેમાં ભાગ લેનારા હજારો ભિક્ષુઓ એવા હતા કે જેમણે ધર્મપ્રચાર માટે પોતાનાં જીવનને અર્પણ કરીને સંસારનાં સુખોને લાત મારી દીધી હતી. યાદ રાખજો, તેઓ રેલ્વે મારફત પ્રવાસ કરનારા કે પ્રેક્ષકો (તપાસબીન) નહિ હતા. તેઓ શતાબ્દિ ઉજવીને તે દ્વારા પોતાના જીવનનો આદર્શ ખોળતા હતા. કાં તો તે સૌ પાગલ હતા અને કાં તો આપણે આપણી ધુનમાં મશગુલ છીએ. જો આપણે આપણા ગુરૂદેવની શતાબ્દિ ઉજવીને આર્યસમાજની અંદર કાંઇ પરિવર્તન નહિ કરીએ, તેમજ આપણા જીવનમાં પણ પરિવર્તન નહિ થાય, તો વિચાર કરો કે આપણું શું થવું જોઇએ?

મને તો જાતિની નૌકા તોફાનમાં ડગમગતી દેખાય છે. આપણે સૌ વિચરી રહ્યા છીએ કે જીવનના આરામ માટે કેવી જાતના સાધનો પ્રાપ્ત કરવાં જોઇએ કે જેથી આપણે આપણાં બાળબચ્ચાં તથા કુટુંબી જનોનું કલ્યાણ કરી શકીએ. ડુબવા લાગેલી નૌકામાં બેઠેલા એવા મુસાફર માટે તમે શું કહેશો કે જે નૌકાને બચાવવાનું છોડીને પોતાના માટે ભોજનની ચિંતા કરી રહ્યો હોય? શું તે ભોજન બનાવી શકશે? શું તે ભોજન ખાઇનેજ સંતુષ્ટ થઇ બેસશે?

મને તો માર્ગ બદલવાની આવશ્યકતા જણાય છે, હું જાણું છું કે મારામાં તેટલું બળ નથી. એમ તો આત્મામાં અનંત બળ છે, પણ હિંમત ચાલી શકતી નથી. શું કોઇ એવા ભદ્ર પુરૂષો છે, કે જે આ કઠિન કાર્યમાં મને મદદ આપે ?

——:o:——

# નવો આર્ય ધર્મ



હું જીવનભર આર્યસમાજી રહ્યો છું. અત્યારે પણ મારા મનમાં પહેલાંના જેવીજ **સ્વામી દયાનંદ** માટે શ્રદ્ધા અને આર્યસમાજ પ્રત્યે પ્રેમ છે, પરંતુ અત્યારે હું કાર્ય **હિંદુ સંગઠનનું** કરી રહ્યો છું. આથી કેટલાક આર્યભાઇઓને ભ્રમ ઉત્પન્ન થવા પામ્યો છે; અર્થાત મેં આર્યસમાજને છોડી દીધી એમ તેઓ સમજે છે. જો કે હું આર્યસમાજનું બહાર દેખાતું કાર્ય નથી કરતો, પરંતુ તેથી મેં આર્યસમાજને છોડી દીધી છે એમ સમજવાનું નથી; કારણ કે **સ્વામી દયાનંદ** અને આર્યસમાજની જે ભાવનાઓ ( સ્પીરીટ ) છે, તેનેજ મારો આદર્શ રાખીને હું કાર્ય કરી રહ્યો છું.

આ વાતને વધારે સ્પષ્ટ કરૂં ? પ્રત્યેક આંદોલનના બે ભાગ હોય છે. એક બહારનું શરીર અથવા રૂપ હોય છે અને બીજું આંતુરિક ભાવના અથવા આત્મા ( સ્પીરીટ ) હોય છે. **ગુરૂ ગોવિંદસિંહે** " ખાલસા " સ્થાપિત કર્યો, તેનો આત્મા એક વસ્તુ હતી. " ખાલસા "ને સ્થાપિત કરવા માટે **પહેલાં પાંચમાંથી જેમણે પોતાનું મસ્તક ગુરૂને અર્પણ કર્યું, તેમાંના ચાર**

અસ્પૃશ્ય જાતિના હતા. ગુરૂએ તેમને કહ્યું કે, " આજથી તમને ક્ષત્રિય સમજવામાં આવશે અને ધર્મનું રક્ષણ કરવું એ તમારૂં કર્તવ્ય રહેશે, " આ પ્રસંગે તેઓને પુરાણી રીત પ્રમાણે યજ્ઞોપવીત આપવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો, ગુરૂ ગોવિંદસિંહને જણાયું કે જો અસ્પૃશ્ય મનાએલાઓને જનોઇ આપવામાં આવશે, તો બ્રાહ્મણો તથા અન્ય ક્ષત્રિયો ખળભળી ઉઠશે. આ ગુંચવણ ઉકેલી નાખવા માટે તેમણે બીજો માર્ગ શોધી કાઢયો. ગુરૂએ તેઓને કહ્યું કે " તમે એવા પ્રકારના ક્ષત્રિય છો કે તમારી કીરપાણના ચામડાને તમારૂં જનોઇ સમજવામાં આવશે. " ધર્મની રક્ષા એ " ખાલસા " નો આત્મા હતો; પરંતુ સમય જતાં તે બહારના ચિન્હનું ગૌરવ બહુ વધી ગયું અને અંદરનો આત્મા ( મૂળ સ્પીરીટ ) ઉડવા લાગ્યો.

હિન્દુજાતિ સર્વથી પુરાણી અને હજારો વર્ષનાં આયુવાળી છે, તેને સનાતન કાળથી એક રોગ ચોંટી ગયો છે, તેમાંથી તેને મુક્ત કરવા માટે તેમાં પેસી ગએલ અનેક બુરાઇઓ તથા નિર્બળતાઓમાંથી તેનો ઉધ્ધાર કરવા અનેક આંદોલનો ( ચળવળો ) કરવામાં આવ્યાં. કેટલાક વખત સુધી તે આંદોલનોએ કાંઇક ઠીક કામ કર્યું; પરંતુ પાછળથી તે ચળવળના નેતાઓ બહારના ચિન્હો તરફ એટલા બધા મશગુલ બની ગયા કે, તેઓ પોતાના મૂળ આદર્શને લગભગ વિસરી ગયા. પરિણામ એ આવ્યું કે જાતિના ઉધ્ધાર માટે કરવામાં આવેલી ચળવળ જાતિને બોજારૂપ થઇ પડી. આજ કારણથી હિંદુઓમાં અત્યારે સેંકડો મત-પંથ અને મઠો દેખાય છે. આ પંથો ને મઠોના ઉપદેશો હિન્દુજાતિના ટુકડે ટુકડા કરી નાખીને તેને વિનાશની તરફ ઘસડી રહ્યા છે. પ્રત્યેક સંપ્રદાય પોતપોતાની તરફ લોકોને ખેંચવા મથી રહ્યા છે અને જાતિને નિર્બળ બનાવી રહ્યા છે.

હું માનું છું કે **સ્વામી દયાનંદનો** મૂળ હેતુ કેવળ હિન્દુ જાતિ અને ધર્મનું રક્ષણ કરવાનોજ હતો, તે હેતુની સિદ્ધિ અર્થે તેમણે આર્યસમાજની સ્થાપના કરી, અનેક પુસ્તકો લખ્યાં, શાસ્ત્રાર્થો કર્યાં અને આવશ્યકતાના પ્રમાણમાં ખંડન મંડન કર્યું. ધ્યાનમાં રાખવું જોઇએ કે તેમનો હેતુ જાતિને બચાવવાનોજ છે. અન્ય સઘળાં સાધનો માત્ર છે અને સાધનો કાંઇ સદાને માટે હોતાં નથી, પણ આવશ્યકતાનુસાર ક્ષણિક હોય છે. માત્ર ઉદ્દેશજ સ્થાયી-કાયમને માટે હોય છે. વેદની રક્ષા, વૈદિક બ્રહ્મની પૂજા અને વર્ણાશ્રમ ધર્મની સ્થાપના એજ આર્યસમાજના હેતુઓ છે. મારી સમજણ પ્રમાણે હિન્દુ જાતિના આત્મા અને શરીર આ સિદ્ધાંતોમાંજ આવી જાય છે, અને તેની રક્ષા કરવામાંજ હિન્દુ જાતિની રક્ષા રહેલી છે.

આ હેતુ માટે આર્યસમાજ શું કરે છે ? એમાં કાંઇ પણ સંદેહ નથી કે આર્ય ભાઇઓના મનમાં ઉક્ત હેતુ સફળ કરવાની પ્રબળ ઇચ્છા છે અને તે માટે પોતાની સમજણ અને શકિત પ્રમાણે પુરૂષાર્થ કરી રહ્યા છે, પરંતુ મારે કહેવુંજ પડે છે કે તેમણે હાથ ધરેલાં સાધનો બરાબર નથી. વર્ણાશ્રમ સ્થાપિત કરવા માટે આપણે શું કર્યું છે ? બ્રહ્મચર્ય માટે તો ગુરૂકુળો થયાં છે; પરંતુ સમાજના જે સભાસદો વકીલાત તથા સરકારી અન્ય નોકરીઓ કરી રહ્યા છે, તેઓને કયા વર્ણમાં ગણશો ? શું તેઓને બ્રાહ્મણ ક્ષત્રિય કે વૈશ્ય ગણી શકાશે ? જો તેઓ શૂદ્રથી પણ નીચા દરજ્જાના હોય, તો શું મોઢું લઇને તેઓ આર્યસમાજના આગેવાનો બનીને વેદની રક્ષા કરવા: માટે યોગ્ય બની શકે છે ?

બીજી એક વિચારણીય વાત છે. આર્યસમાજ મૂર્તિપૂજાનું ખંડન કરે છે, કારણ કે તે વાસ્તવિક બ્રહ્મઉપાસનામાં આડખીલી થઇ પડી છે. નિઃસંદેહ જો તેથી બ્રહ્મ પૂજામાં અડચણ આવતી

તો તે બુરીજ છે. પરંતુ મનુષ્યપૂજા એવી વસ્તુ છે કે મનુષ્ય તેનાથી કદિ મુક્ત થઇ શકતા નથી. આ મનુષ્ય પૂજાને અંગ્રેજીમાં "વીર પૂજા" કહે છે, જાતિય જીવનમાં પ્રાણ રેડવા માટે તે એક આવશ્યક ધર્મ મનાય છે, પરંતુ મને તો મૂર્તિપૂજા એટલી બધી અનિષ્ટકારક નથી જણાતી કે જેટલી આજકાલ ઉમરાઇ ચાલેલી સંસારપૂજા છે. શું આપણી આર્ય સમાજ અને તેનું સઘળું કાર્ય આ સંસારપૂજાનાં સાધનો પુરાં કરવા પાછળ લાગેલાં નથી ? આ સંસારપૂજા હિન્દુ જાતિના મૂળ કાપી રહી છે. તેની પાછળ અંધ બનીને સરકારી કેળવણીનો પ્રચાર કરવા માટે આર્યસમાજની સઘળી શક્તિને ખરચી નાખવાથી વેદપ્રચારનું કાર્ય લથડી પડ્યું છે.

વળી મને આર્યસમાજ પણ એક નવીન પ્રકારનો સંપ્રદાય બનીને પોતાના મૂળ ઉદ્દેશથી દૂર દૂર જતી દેખાય છે. આમાં હું ભુલતો પણ હોઉં, પરંતુ હું એટલું તો જરૂર જાણું છું કે જો આ સમયે આધુનિક વિકટ સ્થિતિમાંથી હિંદુ સંગઠ્ઠન વડે હિન્દુ જાતિનું રક્ષણ થઇ શકતું હોય, તો સંગઠ્ઠની ચળવળમાં આર્યસમાજનોજ મૂળ ઉદ્દેશ સમાએલો છે એમ કહેવામાં કાંઇ હરકત નથી, એટલા માટે મને આ સંગઠ્ઠનમાં એવો નવીન ધર્મ દેખાય છે, કે જે આપણા જીવન-મરણના પ્રશ્નનું નિરાકરણ કરી શકશે.

આ નવીન ધર્મનો એકજ સિદ્ધાંત છે, અને તે એ કે હિંદુજાતિની રક્ષા માટે સર્વ પ્રકારના ભેદભાવો દૂર કરવામાં આવે. હિન્દુ ધર્મનું ખાસ લક્ષણ એ છે કે તે સર્વ પ્રકારના વિચારો અને વિરોધોને સહન કરી લે છે. અર્થાત્ હિન્દુ ધર્મમાં સર્વ પ્રકારના સિધ્ધાંતો દેખાય છે, તેમજ તેમાં

કોઇ એકજ સિદ્ધાંત દેખાતો નથી. આવા પ્રકારની વિચારોની સ્વતંત્રતાનું રક્ષણ કરવું, તે સર્વથી ઉંચો ધર્મ છે. હું ઇચ્છું છું કે પ્રત્યેક હિંદુ પોતાના આ શ્રેષ્ઠ ધર્મને સમજી લે અને તેના માટે સર્વસ્વને વારી નાખે.

મેં જોયું છે કે અનેક બદ્ધપુરૂષો મુક્તિની અભિલાષાથી નાના મઠ-મંદિરોમાં ફરે છે. હિંદુઓની આવી ઇચ્છાને લીધેજ આપણી અંદર અનેક મઠ-મંદિરો પેદા થઇ ગયાં છે. તેના સંચાલકો કરોળીઆની પેઠે જાળ પાથરીને ઠામ ઠામ શિકારની રાહ જોઇ બેઠા છે. તેઓ સૌ પોતપોતાને ત્યાં સસ્તામાં મુક્તિ મળવાનું જણાવી ભોળા લોકોને બોલાવે છે અને કહે છે કે "આંખો બંધ કરી દો, કાનમાં પણ રૂઆ ભરાવી દો અને પછી અમે કહીએ તેમ કરો એટલે સીધા મુક્તિદ્વારામાં પહોંચી જશો." આ પ્રમાણે આ મઠધારી મહંતો અને ગુરૂઓએ કીડાની પેઠે આ પુરાણપ્રસિદ્ધ મહા જાતિનું કાળજું કોતરી ખાધું છે. તેઓએ પ્રજાને માનસિક સ્વતંત્રતામાં જકડી દીધી છે. આથી એક બાજુ હિન્દુઓએ બહારના શત્રુઓ તથા અંદરની નબળાઇઓથી પોતાનું રક્ષણ કરવું જોઇશે, તો બીજી બાજુએ મઠોમાં ગુલામીનો ફેલાવો કરનારા તે ધૂર્તોથી બચવાના ઉપાયો શોધવા પડશે.

હું ભોળા અને મુક્તિના જીજ્ઞાસુ બંધુઓને જણાવું છું કે મુક્તિનું રાજદ્વાર કેવળ હિન્દુ સંગઠનજ છે. જે મનુષ્ય આ સંગઠન માટે પોતાની વ્યક્તિગત ઇચ્છાઓ સામું જોશે નહિ, જે મનુષ્ય પોતે પોતાને હિંદુજાતિયતામાં સમાવી દેશે અને જેઓ પોતાના જાતિય જીવનની રક્ષા ખાતર સર્વ પ્રકારના ભય અને કષ્ટો સહન કરવાને તૈયાર થશે, તેઓના

માટે હું ખાત્રી આપું છું કે મુક્તિ દૂર નથી. આ માર્ગ એવો છે કે જેમાં કોઇ ધુતારાઓ નથી, કોઇપણ જાતનું છળ-કપટ નથી. સંગઠન જ એવો એક સાચો ધર્મ છે કે જે જાતીય મુક્તિના હેતુઓને પુરા કરશે, અને પ્રત્યેક હિંદુ માટે મુક્તિનાં દ્વાર ઉઘાડી નાખશે. આવો ! હિંદુ જુવાનો ! હિંદુ વૃદ્ધો ! અને હિંદુ બાળકો ! આવો હિંદુ સ્ત્રી-પુરૂષો ! આ જીવન ધર્મમાં પ્રવેશ કરો ! આ ધર્મ ભગવતી ગંગાની પવિત્ર ધારા સમાન છે, તેમાં પ્રવેશ કરીને સ્નાન કરો અને પવિત્ર બની જાઓ !

---



# મારો નવો ગુરૂમંત્ર

---

હિંદુ ભાઈઓ ગુરૂમંત્ર ઉપર ભારે શ્રદ્ધા રાખે છે. તેઓ માને છે કે કેવળ ગુરૂમંત્રના ધ્યાન અને જપથી મનુષ્ય સાંસારિક દુ:ખોથી છુટી જાય છે., આવો મંત્ર જે સંભળાવે છે તેજ સાચો નેતા છે. હું પણ હિંદુ ભાઈઓને તે મંત્ર બતાવવાની ઇચ્છા રાખું છું, જે તેમને સર્વ પ્રકારના કલેશોથી બચાવશે; અને તેની સાથે મોક્ષ માર્ગ તરફ પણ દોરી જશે, પરંતુ હું ખુલ્લી રીતે જણાવીશ કે આ સમયે બીજા મન્ત્રો (ભલે તે ગમે તેટલા ઉપયોગી હોય) નિરર્થક છે. માટે દરેક મતના હિન્દુભાઈઓનો ધર્મ છે કે તેમણે મારા બતાવેલા મંત્રને ગ્રહણ કરવો અને રાત દિવસ તેનોજ જપ કરવો.

વૈદિક કાળમાં વર્ણાશ્રમ ધર્મ હતો, જેનાથી જાતની રક્ષા થતી હતી. મહાભારતના યુદ્ધ પછી અજ્ઞાન–અંધકાર છવાઇ ગયો ત્યારે અમારા પૂર્વજોએ તપને ધર્મની રક્ષાનું ઉત્તમ સાધન ઠરાવ્યું. પછી મહાત્મા બુદ્ધે ત્યાગ–ધર્મને સર્વથી ઉંચી પદ્દી આપીને પોતાના વિચારો ફેલાવ્યા. પછી સ્વામી શંકરાચાર્યે બૌદ્ધોની યોગ–શકિત સાથે સરસાઇ મેળવવા માટે સન્યાસીઓના મોટા મોટા મઠ સ્થાપિત કર્યા, તેઓએ પોતાનાં અદ્ભુત ત્યાગ અને જ્ઞાન બળથી હિંદુ જાતિના ધર્મનું રક્ષણ કર્યું અને હમણાં મુસલમાનોએ જો કે મોટા ભાગે તલવાર વડે ઇસ્લામનો પ્રચાર કર્યો છે, પરંતુ કબુલ કર્યા વિના ચાલશે નહિ કે બાબા ફરીદ જેવા તેમના ફકીરો અને ભકતોએ પ્રેમ બળ વડેજ લાખો સાધારણ હિંદુઓને પોતાના તરફ ખેંચી લીધા. તેઓથી સરસાઈ મેળવવા માટે અનેક

હિંદુ સુધારકોએ ભક્તિ માર્ગનો પ્રચાર કર્યો અને ગુરૂ નાનકે પંજાબમાં સેવાધર્મને ઉંચું સ્થાન આપી શીખ પંથની સ્થાપના કરી. આ પ્રમાણે સર્વ ઉપાયો હિતકાર હોવા છતાં રોગ વધતોજ ગયો. કેવળ આંતરિક રોગજ નહિ, પણ બહારના દુશ્મનોએ પણ ઘેરો ઘાલી દીધો હતો. ધર્મનું ખોળીયુંજ હતું. અંદર પ્રાણ નહોતો. મુરદું અમારા હાથમાં છે, અર્થાત અમે ઉપરનાં આડંબર-ઢોળનેજ ધર્મ માનવા લાગ્યા છીએ. સઘળાજ પ્રકારના જુના રીત રિવાજો—જેનું રહસ્ય જરા પણ અમારા જાણવામાં નથી, તે અમારા હૈયાનો હાર બની ગયેલા છે. સઘળા સંસ્કારો કેવળ બચ્ચાંના ખેલ જેવા બની ગયા છે. ઉપનયન સંસ્કારના બાળક પાંચજ મીનીટ માટે હાથમાં દંડ પકડી રાખે અને લંગોટી લગાવે, તેટલાનેજ પુરતું સમજવામાં આવે છે. એક મીનીટમાં આચાર્ય પાસે જાય અને બીજીજ મીનીટે બ્રહ્મચર્યને સમાપ્ત કરી ઘેર આવ્યો આવે. આ સઘળાં ઉદ્ધાર માટે કઇ જાતનાં લક્ષણો હશે? બીજા દિવસે કાશીનું નાક કાપીને અમુક સરકારી શાળામાં ભણવા જાય. જો સરકારી સ્કૂલ અપયુંજ બાળકો માટે અધિક હિતકારક જણાય છે તો ભલે તેમ કરે. પરંતુ તે સાથે પુરાણા સંસ્કારોની મીટ્ટી પલીત કરવાથી શો ફાયદો?

સ્વામી દયાનંદે મૂર્તિપૂજાનું ખંડન કર્યું છે. તેમ કરવાનું તેમણે કારણ જણાવ્યું છે કે મૂર્તિપૂજાથી આર્ય ધર્મને ઘણુંજ નુકસાન થયું છે, પરંતુ મૂર્તિપૂજાથી અનેક ગણું અધિક નુકસાન તો માયાની પૂજાએ કર્યું છે. તેણે આપણને, આપણા બાળકોને અને કુટુંબોને આર્ય ધર્મથી વિમુખ કરી રાખ્યાં છે.

સ્વામી દયાનંદે આવાં પાખંડો અને ગુલામીમાંથી બચવાને માટે આર્યસમાજનો પાયો નાખ્યો છે. આર્યસમાજ એ એક પ્રકારની સંસ્થા છે. તે બહારના શરીર સમાન છે, પરંતુ તેનો ભિતરનો હેતુ તો જુદોજ છે. અને તે જાતિના ઇતિહાસમાં અનેક રૂપે આપણને દેખાય છે. તે હેતુ આપણી રાષ્ટ્રીયતાનો, આપણી સંસ્કૃતિનો અને આપણા ધર્મની રક્ષાનો છે. જાતિય જીવન તેના ઉપર નિર્ભર હતું. માટે એજ ઉદ્દેશ પ્રમાણે પોતાની જાતિમાં જીવન લાવવાનું લક્ષમાં લેવું જોઇએ.

પરંતુ હજી આ જાતિનાં અધઃપતનના દિવસો બાકી જણાય છે, કારણ કે સમાજના નેતાઓ શરીરની પાછળ પડયા છે અને આત્મા (મુળ ઉદ્દેશ) ને ભુલી ગયા છે. તેમણે સમાજનેજ (સંસ્થાનેજ) પોતાનું મુખ્ય કાર્ય માનીને તેનાજ કારણથી પરસ્પર યુદ્ધ કરવા માંડયું છે. અને બે પક્ષ પાડી દીધા છે. આ લડાઇનો આરંભ "દયાનંદ કોલેજ" ની શિક્ષણ પદ્ધતિમાંથી થયો પશ્ચાત માંસાહારના પ્રશ્ન ઉપર સિદ્ધાંતની મારામારી ચાલી. આમાં પં. ગુરૂદત્ત યોગ્ય માર્ગે હતા. પરંતુ માંસનો પ્રશ્ન ઉભો કરીને આર્યસમાજના બે ભાગલા પાડી નાખવામાં બીજા પક્ષવાળાઓની ભુલ હતી. સમાજમાં બે પક્ષ પડી જવાથી જુદા જુદા સંપ્રદાય જેવા બની જઇને પોતપોતાનાં અલગ અલગ કામ કરવા લાગ્યા. સમાજનો મૂળ હેતુ તો હતો ત્યાંનો ત્યાંજ રહી ગયો, એટલુંજ નહિ પણ પંજાબમાં જેઓ હિંદુ જાતિ પ્રત્યે પ્રેમ રાખનારા હતા, તેઓ કોઇ એક પક્ષમાં ભળી જઇને પાકા પક્ષવાદી (પાર્ટી મેન) બની ગયા. આનું પરિણામ એ આવ્યું કે બાકી રહેલા કેટલાક હિંદુ લોક [illegible] (જેઓ [illegible]) [illegible]

“ સનાતન ધર્મ સભાઓ ” સ્થાપીને અલગ કામ કરવા લાગ્યા. સૌએ પોતપોતાની ખીચડી અલગ પકાવવા માંડી. પંજાબમાં હિંદુ જાતિની રક્ષાના વિચાર કરનારા કે તેના માટે ખાસ કામ કરનારા કોઇ ન રહયા.

પોતપોતાના મત પ્રમાણે મનુષ્યને પોતાના પક્ષનુંજ કામ ઠીક લાગે છે, પરંતુ હું એટલું જણાવવા ઇચ્છું છું કે પાછલા ત્રણ વર્ષોનાં મુખ્યત્વે મલબાર અને કોહાટના ભયંકર બનાવોએ એક વાત સ્પષ્ટ કરી દીધી છે કે જ્યાં હિંદુ જાતિ રહેશે નહિ, ત્યાં આવા જુદા જુદા પક્ષો બંધાઇ જવાને સ્થાનજ નથી. જો મલબાર અને કોહાટમાં હિન્દુ નહિ રહે, તો ત્યાં આર્યસમાજ અને સનાતન સભાનો પણ જન્મ નહિ થાય. ધ્યાનમાં રાખવું જોઇએ, કે હિન્દુ જાતિ જીવિત હતી, તોજ તેમાંથી શંકરાચાર્ય અને સ્વામી દયાનંદ પેદા થયા, તોજ ગુરૂ નાનકનો જન્મ થયો, રામ અને કૃષ્ણનું ભજન કરનારા હતા, તોજ રાણો પ્રતાપ, શિવાજી વૈરાગી બહાદુર વગેરે આ દેશમાં ઉત્પન્ન થયા. ચાહે આપણે તેને હિન્દુ જાતિ કહીએ કે આર્ય જાતિ. નામ ગમે તે આપીએ, પણ મૂળ તો એકજ છે. તે જાતિએ આપણા માટે મોટા મોટા ધર્મ પ્રવર્તકો અને મહાવીરો પેદા કર્યા છે, માટે તેનું રક્ષણ કરવું તે આપણું સૌથી મોટું કર્તવ્ય છે જાતિ બહુ વૃદ્ધા થઇ ગઇ છે. તેના શરીરમાં આપણને અનેક અવગુણો દેખાય છે. માત્ર તેની સંસ્કૃતિનું બીજ રહ્યું છે. અર્થાત કોઇ પણ જાતના વિચારોને પોતાનામાં સમાવી લેવાનો તેનો સ્વભાવ અને આત્મિક જીવન ઉચ્ચ બનાવવાની વૃત્તિ હજી તેનામાં વિદ્યમાન છે. હું માનું છું કે હિંદુ જાતિના આ મૂળ લક્ષણો સંસારના નથી કોઇ જાતિમાં કે નથી કોઇ ધર્મમાં.

આ લક્ષણોનું જ્યાં સુધી આપણે જતન કરી શકીશું, ત્યાં સુધી હિંદુ જાતિ જીવિત રહેશે, એટલા માટે આપણું દરેકનું કર્તવ્ય છે કે જાતિના આદર્શનું-જાતિના મૂળ હેતુનું રક્ષણ કરવા માટે સર્વથી પહેલો પ્રયત્ન કરવો. તે માટે અત્યારે કોઇ પણ ચીજની આવશ્યકતા હોય, તો તે હિન્દુ સંગઠનની છે. મારો એજ મંત્ર છે:—

---



## પ્રતિનિધિ સભાના કાર્યાલયમાંથી

નીચે પ્રમાણેનાં

## નવાં તથા વ્હેંચવા યોગ્ય ટ્રેકટો મળશે.

| | નંગની કીંમત | ૧૦૦ ની કીંમત |
|---|---|---|
| ૧ સંધ્યા | ૦— ૦—૬ | ૨—૮—૦ |
| ૨ અગ્નિહોત્ર | ૦— ૧—૦ | ૫—૦—૦ |
| ૩ વિવાહ પ્રતિજ્ઞાના મંત્રો | ૦— ૧—૦ | ૫—૦—૦ |
| ૪ રામાયણ રહસ્ય | ૦— ૦—૬ | ૨—૮—૦ |
| ૫ પુરૂષ સુક્ત (યજુર્વેદ ૩૧ અધ્યાય) | ૦— ૨—૦ | ૧૦—૦—૦ |
| ૬ વૈદિક ધર્મના પ્રમાણ અને અપ્રમાણ ગ્રંથો | ૦— ૨—૦ | ૧૦—૦—૦ |
| ૮ આર્યસમાજ અને રાષ્ટ્રીય મહાસભા | ૦— ૩—૦ | ૧૫—૦—૦ |

૯ આસન અને આરોગ્ય

| | | |
|---|---|---|
| | (પાકું પુઠું) | ૧— ૦—૦ |
| | (કાચું પુઠું) | ૦—૧૨—૦ |
| ૧૦ | સૂર્યભેદન વ્યાયામ | ૦— ૬—૦ |
| ૧૧ | સંગીતશ્રેણી | ૦— ૩—૦ |
| ૧૨ | સુબોધ સંગીતાવલી | ૦— ૪—૦ |

સૂચના:—ઉપરના પુસ્તકોની છુટક નકલ મગાવનારે પોસ્ટની ટીકીટો મોકલી આપવી. કારણ કે વી. પી. થી મગાવનારને મૂળ કીંમત ઉપરાંત ચાર આનાનો વધુ ખર્ચ લાગશે.

લખો:—

આર્યપ્રતિનિધિ સભા કાર્યાલય

સ્ટેશનરોડ આણંદ.